

## — અર્પણ —

**શ્રી. પુરુષોત્તમદાસજી ગોરધનદાસજી આચાર્ય**

તંત્રીશ્રી: "પ્રકાશ" ભાવનગર (સૌરાષ્ટ્ર)

કીર્તિ કે મોહની વાંછના તજી, આજે પાત્રીશ પાત્રીશ વરસથી તમે વૈષ્ણવ-બ્રાહ્મણ સમાજનાં અભ્યુદય, ગૌરવ અને પુનરુત્થાન માટે માનાપમાનનું વિષ ઘોળી જે સેવા કરી રહ્યા છો, તે અજોડ છે. આપે સમાજ સેવાને જ જીવનનું એક માત્ર લક્ષ બનાવી રાખ્યું છે અને હજુ પણ રાતદિવસ સમાજ-કલ્યાણની ચિંતા સેવી રહ્યા છો તથા 'પ્રકાશ' માસિક દ્વારા આજે ત્રીશ ત્રીશ વરસ થયાં સમાજનાં ભાઈ-બહેનોને કર્તવ્યનું ઉદ્બોધન કરી રહ્યા છો, તેથી આવા જ સેવા-વ્રતના દીક્ષાધારીઓનાં જીવનચરિત્રોનો આ ગ્રંથ આપને અર્પણ કરતાં મને અપાર હર્ષ થાય છે.

બગથલા (મોરબી) — કાલિદાસ મહારાજ

# ભૂમિકા

સોરઠ, ભારતના નકશામાં, ગરુડપંખી-શો આકાર ધરી ત્રણ બાજુ દરિયાલાલનું અહોનીશ સંગીત સાંભળતો સૂકો મુલક છે. ભારતશ્રેષ્ઠ યોગયોગેશ્વરે શ્રી કૃષ્ણચંદ્રે સમગ્ર ભારતના સોહામણા પ્રદેશો, કાશ્મીર, અંગ, કલિંગ, મદ્ર એ બધાને છોડી યાદવો સમેત આ સોરઠને વાસસ્થાન બનાવવાનું ગૌરવ લક્ષ્યું. ભગવાન પિનાકપાણિને (સોમનાથને) સોરઠનો સાગરકાંઠ ગમ્યો. જુગજુગાંતર સુધી આ સમાધિ દશામાંથી ઊઠવું જ ન હોય તેમ પલાંઠી વાળી ગરવો ગીરનાર પણ અહીં જ બેઠો છે. સાવજની ડણક પણ સાગરના ઘેરા ગંભીર નિનાદ સાથે એશિયાખંડમાં અહીં એક માત્ર સોરઠમાં જ સંભળાશે.

આમ તો એ સેજળ નદી વિહોણો સૂકો પ્રદેશ છે. અહીં ગંગા, યમુના, બ્રહ્મપુત્રા, કાવેરી, ગોદાવરી ને સરસ્વતી જેવી નદીઓ નથી. અહીં લચી પડતા દ્રાક્ષના માંડવા નથી, પણ અહીં સંસ્કારની લીલુડી વનરાઈ કાયમ નવપલ્લવિત જ રહી છે. ધર્મની વેલડીઓમાંથી અહીં સદૈવ સુગંધ ફેર્યા જ કરી છે અને એ વેલીઓમાંથી સંત-ભક્તો-મહાત્માઓ-સિદ્ધોનાં જીવન-પુષ્પોની મહેક આખા ભરતખંડને છાઈ ગઈ છે.

ભારતવર્ષ તો સંતોની જ ભૂમિ છે, પણ સોરઠના સંતોનાં જીવન-કવન તો બીજા પ્રદેશોના સંતોના મુકાબલે વિશિષ્ટ છે. સોરઠના આ સંતો ગાય છે :

> મેરુ તો ડગે રે જેનાં મન ના ડગે,
> મર ભાંગી પડે બ્રહ્માંડ...જી...

અને આવું અડગ મન એ સર્જનહાર પાસે શા માટે માગે છે? રાજપાટ, ઐશ્વર્ય, સત્તા, કીર્તિ કે મોક્ષ માટે નહિ : એક જ હેતુ માટે : પ્રભુસ્વરૂપ માનવજાતની સેવા કરવાની એની તમન્ના પૂરી નહિ. આજારીઓ, રક્તપીતિયાઓ, કોઢિયલોની માવજત કરવાનો એનો તલસાટ મંદ પડે નહિ, ભૂખ્યા મનુષ્યોના મોઢામાં બટકું રોટલો પહોંચાડવાની એની મહેચ્છા મંદ પડે નહિ; બસ આ એક જ તિતિક્ષાને સાબૂત રાખવા સારુ, એ મનને અડગ રાખવા બ્રહ્માંડના સ્વામીને વિનવે છે. બાકી કશીય મોહ નહિ, કશીયે અભિલાષા નહિ.

એણે જમત સમગ્ર આ મનુષ્ય-સેવા દ્વારા ગીતાકારની આજ્ઞા બહુ સ્પષ્ટતાથી રજૂ કરી કે, ભગવાનની ખોજ માટે કોઈ જ્ઞાન-ગ્રંથોમાં વરસો સુધી ડૂબકી મારવાની જરૂર નથી. અઘોર જંગલમાં તપ કરવા જવાની જરૂર નથી. ઘરબાર, માબાપ કે સ્વજનોને તજવાની જરૂર નથી. જંગલમાં પર્ણકુટી બનાવી રહેવાની કે નિર્જન ગુફામાં વસવાટ કરવાની જરૂર નથી. ભગવાન તો આ જીવતા જાગતા મનુષ્યોમાં છે. મનુષ્ય એ પ્રભુનું સ્વરૂપ છે. તમામ જીવાત્માઓની સેવા એ પ્રભુનો સાક્ષાત્કાર છે.

આ મહાસત્યને જીવનમા વણી લઈ તે વંદનીય સંત-મહાત્મા-સિદ્ધોએ નાત, જાત, ધર્મ, સંપ્રદાયના ભેદ ભૂલી, ખભે કાવડ ઉપાડી ગામેગામ, ઘેર ઘેર ફરી અભ્યાગતો માટે રોટલા ઉઘરાવ્યા. નાતજાતના મનમા ઊછેલા અભિમાન આ કાવડ ખભે લીધા ભેગા ચૂર ચૂર થઈ જતા અંતરમાં પરમ પ્રસન્નતા બહેકી ઊઠતી.

પછી એણે રોગિયલ, લૂલાં, અશક્ત, વૃદ્ધ, રક્તપીતિયાં અને કોઢિયલોની ચીસો શમાવવામાં અને તેઓનાં લોહી-પરુ જરાય સૂગાયા સિવાય સાફ કરવામાં ઈશ્વરનું તાદાત્મ્ય અનુભવ્યું. ભોળા ગ્રામવાસીઓનાં સુખદુઃખમાં સમાન ભાગીદાર થઈ તેઓની અંદર ધર્મભાવનાની જ્યોત પ્રગટાવી અને લોકોને સમજાવ્યું કે, સાચો ધર્મ તો બીજાને દુઃખે દુઃખી થવાનો છે. આજારીઓની માવજતમાં અને ભૂખ્યાઓ માટે અન્નદાનમાં છે.

અને આ હકીકતની ગવાહી પૂરતા સોરઠમાં ગામેગામ આવા ધર્મસ્થાનકો એ સંતો-મહાત્માઓ-બાંધી મૂકી ગયા છે આ ધર્મસ્થાનકો, વાસ્તવિક અર્થમાં સેવામંદિરો હતાં. અહીં ગમે તે અભ્યાગત વગર રોકટોક આવી શકતો, રહી શકતો, દાળરોટલો પામી શકતો, પ્રભુસ્મરણ કરી શકતો.

આ સેવામંદિરોમાં સમાજે તરછોડેલાં માનવમાળો સુખ અને શાંતિથી વસવાટ કરી શકતાં, અરે જેનો સ્પર્શ થતાં જ ભરખી લે, તેવા ભયાનક ચેપી રોગો રક્તપીત અને કોઢિયલોની અહીં રાતદિવસ ચાકરી થતી. સગાં માબાપ કે પુત્રપુત્રી જે ભયાનક રોગને કારણે તરછોડી કાઢી મૂકતાં તેવા ચેપી રોગવાળાઓની સારવાર આ સંતો કરતા.

એઓ પ્રભુસ્મરણ-પ્રભુસેવા શા માટે કરતા? પોતાને કાજે નહિ. એ તો આવા સમાજથી બહિષ્કૃત, હડધૂત થયેલાં, તન-મનના રોગીઓ માટે, તેમના કલ્યાણ માટે ને તેમના મોક્ષ માટે, તેમની ચિરઃશાંતિ માટે, પોતાને માટે નહિ. આવો વિશિષ્ટ ભક્તિપ્રકાર અને આવા વિશિષ્ટ પ્રકારના સંતો ક્યાં મળશે?

એમણે ક્યાંક ક્યાંક ઈશ્વરી કૃપાનો 'પરચા'ને નામે ઉપયોગ કર્યો હોય તો પણ આવા મનના અને તનના આજારીઓ માટે. લોકસમુદાયમાં આ સેવા-યજ્ઞનો આદર્શ ઝાંખો ન પડે તેટલા સારુ. અન્ય કોઈ માટે નહીં. કોઈ સ્વાર્થ માટે, કીર્તિ માટે, ઐશ્વર્ય માટે, પૂજાવા માટે, મહત્તા માટે નહિ.

એ પરચાને જો આજના વિકસેલા વિજ્ઞાન સાથે મૂલવવામાં આવે તો જણાશે કે એ પરચા નહિ પણ પ્રકૃતિગત વારતવિકતાઓ હતી. તેની ઘેરી ગંભીરતા નહિ સમજી શકનાર લોકસમુદાયે એને પરચાનું નામ આપ્યું ચમત્કારો કહ્યા. સાચા અર્થમાં તો એ સેવા-યજ્ઞની જ સુવાસિત ધૂપ-સુગંધ જ હતી..

માનવ સેવા-યજ્ઞના આ પૂજારીઓમાંથી કોઈકને ય જ્યારે આ ક્રિયા આચરવાથી હૃદયને છાને ખૂણે અભિમાન જાગ્યું, કીર્તિની અલ્પ પણ વાંછના જાગી, પૂજાવાની સહેજ પણ ઊર્મી પેદા થઈ, કે એણે એથી દોષ માન્યો. તો દોષની તો સજા જ હોવી ઘટે અને આ સજા પણ પોતે જાતે જ સ્વીકારી લીધી આ સજા પણ સામાન્ય નહિ, અસામાન્ય-મૃત્યુદંડની અને તે પણ તુરત જ. અમુક સમયે કે કાળે નહિ. એનું પ્રાયશ્ચિત્ત ગણો, જે ગણો તે મૃત્યુથી ઊતરતું નહિ.

આ મૃત્યુ કેવું! વેદનામય, શોકભર્યું નહિ. હસતાં હસતાં પ્રફુલ્લ વદને, પછી આ મૃત્યુપંથનો મારગ કેવો!

સંત-ભક્તોને કંકોત્રીઓ લખાય, આવે ત્યારે સૌને મીઠું ભોજન પીરસાય, રાતભર પ્રભુનાં ભજન ગવાય અને સવારમાં ઊંડા ખાડા ખોદાવી તેમાં તે બેસી જાય. તે પર આવનારા સંતો પોતાના હાથથી ધૂળ વાળી જીવતાં સમાધિ લેવરાવે.

સ્વર્ગની, દિવ્યલોકની, મોક્ષની કે પ્રભુપદની યે આશા સિવાય કેવળ અકામનાથી સેવાની જ ચિરવાંછના ઇચ્છી મૃત્યુને મદ માર્ગે જનારાઓની સ્મૃતિનાં દર્શન જગતની કોઈએ મતકોટીમાં થશે? ના. સોરઠમાં સ્થળે સ્થળે જીવતા સમાધિ લેનાર સંતો–મહાત્માઓ–સિદ્ધો ના સમાધિ–સ્થળો એ વાતનું સમર્થન કરે છે.

તલવારની ધાર પર ચાલવા જેવું જીવન વ્યતીત કરનાર સંતમહાત્મા સિદ્ધોના જીવન આ ગ્રંથમાં આપ્યા છે. તે જોતા જણાશે કે, તેઓ કોઈ ગીર્વાણ ભાષાના પ્રચંડ વિદ્વાનો કે ધર્મશાસ્ત્રોના અધ્યયનશીલો ન હતા. તેમના કુટુંબજીવનના વારસાગત પણ આ કેઈ સંસ્કારો ન હતા પણ એ સેવા–યજ્ઞના પૂજારીઓની એક અખંડ હારમાળા સારમાં ચાલી આવી છે. તેઓએ એકબીજાનો આદર્શ ઝીલ્યો. એક જ્યોતમાંથી જાણે અનંત પ્રકાશ ઝબકી ઊઠ્યો. એનો છેલ્લો ઝબકારો ગાંધીજી છે.

અને આ ચિર–ધર્મ–જ્યોતનો ઝગમગાટ તમને આ 'સોરઠના સંત મહાત્માઓ' નામે ગ્રંથમાંથી દેખાશે, અને એ બુઝાઈ ગયેલી માનવસેવા–યજ્ઞની જ્યોતને ફરી ઝબુકતી કરવા માટે જ આ ગ્રંથમાં તેવા મહાત્માઓનાં–સિદ્ધોનાં પાવક જીવનવૃત્તાંતો સંગ્રહવામાં આવ્યા છે આ ગ્રંથ પ્રકાશનનો હેતુ પણ તે જ છે અને આથી જ આ ગ્રંથનું પ્રકાશન કરવા બદલ શ્રી હરિહર પુસ્તકાલયના સંચાલક શ્રી જયંતીલાલભાઈ પણ ઓછા પુણ્યભાગી નથી.

આ પછી આવા બીજા ત્રણ ગ્રંથો આ જ સંસ્થાદ્વારા તુરત પ્રગટ થશે.

ભમથલા (મોરબી)

તા.

કાશિદાસ મહારાજ

## અનુક્રમ

## મેરામ ભક્ત

રત્નગર્ભા સોરઠી ભોમકાએ મા ભારતીની ગોદમાં અનેક પ્રેમદિવાના સૂરાઓ અને ભક્તો આપી ઋણિ બનાવી છે. સોરઠ માટે અઢાર અને ઓગણીસમી સદી ભક્તોની સદીઓ હતી. જીવણદાસ, જલારામ, લાલ મહારાજ, રામ ભગત, રાણીબાઈ, કાનડગિરિ, દેહા ભગત, પાંચાળનું પીરમંડળ, જાલો, ધરમશી ભગત, ભોજલરામ વાલો વગેરે સંત-ભક્તોએ મળી ઉત્તર ભારતમાંથી બળવાને કારણે દીન-હીન બની આવેલા મહાપુરુષોની સેવા કરી.'આંખને પાંપણો સાચવે તેમ સાચવ્યા, સંભાળ્યા : અને જીવનભર ઊણું આવવા દીધું નહિ.

મેરામ ભગત એ કાળના મહાપુરુષ હતા. તેમની જાતિ મછોયા આહીર હતી. સૌરાષ્ટ્રની અન્ય જાતિઓની અપેક્ષાએ આહીર જાતિ પુરાતન છે. આહીરો વ્રજમાંથી મોરલીધર સાથે આવ્યા અને સોરઠના જુદા જુદા ભાગોમાં, જ્યાં જ્યાં ગાયોનાં પૂરાં ચરીયાણપાણી મળ્યાં ત્યાં ત્યાં રહી ગયા.

ભગત મેરામનો જન્મ દરેડ નામે ગામે સંવત ૧૮૬૧ ના વરસે થયો હતો. પિતાનું નામ દાનો, માતાનું નામ રાણબાઈ. ભગતજીનાં માતાપિતા સત્સંગી હતાં. ભજનકીર્તનોમાં જતાં ત્યારે મેરામને સાથે લઈ જતાં. સીતારામ કહેતાં, શિખવતાં.

મેરામ સહજ મોટા થયા ત્યારે માતા મહાભારત-રામાયણની વાતો સંભળાવતાં. દરેકના મંદિરમાં નિત્યકથા થતી. મેરામ ત્યાં જાય અને કથા પૂર્ણ થતાં સુધી શાન્તિથી બેસી રહે. દીકરાની આ ભાવના માતાપિતાને ગમતી. તેઓ કદી પણ રોકટોક કરતાં નહિ. મેરામ રમતીઆ બાળક ભેળો ભળતો જ નહિ. સહજ વધુ મોટી ઉંમર થતાં સંત-મહાત્માઓ ગમે ત્યાં ઊતર્યા હોય ત્યાં અચૂક હાજરી આપતો.

ઘેર આવી માને વાતો સંભળાવે, નાચે, હસે અને કાલીકાલી ભાષામાં નાનાં ભજનો ગાય. ઘેર સાધુ-સંતના ઉતારા હોય જ. સંસ્કારી માતા સંતોની પ્રસાદી પુત્રને આપે, અને કહે : "મેરામ! નારદે ચાર માસ સંતપ્રસાદી ખાધી, આથી દાસીપુત્ર છતાં ભગવાનનું મન બની ગયા. આપણે માટે સંતોનો ઉચ્છિષ્ટ પ્રસાદ અમૃત છે."

મેરામ પૂરાં દસ વર્ષનો થયો.

કાળની ગતિ વિચિત્ર છે, તેનો પ્રવાહ કોઈને સદા એક સરખા રહેવા દેતો નથી. ઉદય અને અસ્તના કિનારા ખીંદી ચાલતા પ્રવાહમાં સંવત્ ૧૮૭૧માં મેરામના પિતા દાના ભગતનો સ્વાર્ગવાસ થયો. મેરામની ઉંમર માત્ર દશ વર્ષની હતી. સુખી અને સ્વાવલંબી ગણાતું કુટુંબ કાળની વિષમ ચક્કીમાં પિસાઈ નિરાધાર બની ગયું. મેરામની માતા જાજરમાન બાઈ હતાં. આંસુ લૂછી દાના ભગતના અવસાનને તેરમે દહાડે જ ઘરના કામની સાથે ખેતીના કામનો બોજો ઉઠાવી લીધો. લોકો વાહવાહ પોકારી ઊઠ્યાં.

મેરામ, માતા રાણબાઈની સાથે રહેવા લાગ્યો. પંદર વર્ષની ઉંમર થતાં માએ જીવીબાઈ નામે કન્યા સાથે મેરામનાં

લગ્ન કરી દીધાં. વહુવારુ આણું વાળી ઘેર આવ્યાં. રાણુબાઈ દાના ભગતના સ્વર્ગવાસે એકલવાયાં થઈ રહ્યાં હતાં તે વહુ આવતાં ભૂલી ગયાં. ઘર ગાજવા લાગ્યું. બે વર્ષે મેરામને ઘેર પારણું બંધાયું. રાણુબાઈ દાદી બન્યાં.

જીવીબાઈ સાસુ જેવાં જ જાજરમાન, કામઢા, ઘરરખુ નીવડ્યાં. ચાર આદમીનું કામ આહીરાણી એકલા હાથે કરતાં. દરેડમાં એવો એક પણ આહીર મર્દ ન હતો કે જીવી આહીરાણીના કામને ભુલાવતા આગળ વધી જાય. વહુવારુના કામથી સાસુ સંતોષાતાં હતાં ત્યારે બીજી તરફ મેરામ ભગત કામને વિસારતા હતા. સાધુસંતો, અભ્યાગતો અને સંન્યાસીઓની લંગાર ઘરઆંગણે લાગતી. સત્સંગ મળી જાય એટલે મેરામ ઘર, સ્ત્રી, ખેતી અને પોતાની જાતને ભૂલી જતા.

'મેરામ બાપ! આમ ને આમ ક્યાં સુધી ટકી શકીશ? પેટ વીયાં પડ્યાં; તું હવે નાનો છે? વહુ બિચારી એકલા હાથે ક્યાં સુધી આખા ઘર ને ખેતીનો ભાર ઉપાડે? તારે હવે સમજવું જોઈએ નાનો નથી. ભક્તિ કરવાની ના નથી, પણ આ તો ઘર બાળીને તીરથ કરવા જેવો ધંધો માંડી બેઠો છે." રાણુબાઈ માએ એક દિવસ પોતાની પાસે દીકરાને બેસાડી ચિંતાતુર ભાવે કહ્યું,

"માડી! ઘર બાળનાર જ સાચાં તીરથ કરી શકે છે. જગતમાં જેણે જેણે જગન્નાથને મેળવ્યા છે તેણે તેણે ત્યાગીને જ મેળવ્યા છે. વાનગ્મૂઠી ખેલવી નથી અને માયામાંથી છૂટા થવું છે. એ બનવા સંભવ નથી. માડી! મેરામ ગાંડો નથી. મહાત્માઓ વારંવાર કહે છે કે ત્યાગવૃત્તિ એ જ અવિનાશીને મળવાની કેડી છે. ભજન, વ્રત, તપ, દાન વગેરે આ ત્યાગની તોલે નથી. પશુ, પક્ષી, ઝાડ, પથ્થર ત્યાગવૃત્તિ દાખવે છે.

ત્યાગવૃત્તિ વિનાનો માનવી માનવી નથી, એ રાક્ષસ છે. સંતો કહે છે :

તરૂવર, સરોવર, સંતજન, ચોથા વરસે મેહ;
પરમારથને કારણે ચારે ધરીયા દેહ.

વરસાદ પાણીનો ત્યાગ ન કરે તો ? વૃક્ષો પાકાં પાનનો ત્યાગ ન કરે તો ? ફળ, બીજનો ત્યાગ ન કરે તો ? ધનવાનો ધનનો ત્યાગ ન કરે તો ? વિશ્વનો વ્યવહાર ચાલે જ નહિ. મેરામ તમારા કામનો નથી. મારાથી તમારી પેઠે ઘરકામ નહિ થાય. છતા મૂકી નાસી જવાનો નથી. ભેખ પહેરી બીજાને બોજારૂપ થવાનો નથી. મારી ખેતી એવી હશે કે-

રામકી ચીડીયાં, રામકા ખેત;
ખાલો ચીડીયાં ભર ભર પેટ!"

તે દિવસથી માએ દીકરાને કહેવું છોડી દીધું. એકાદ વર્ષ વીતતાં રાણબાઈ ભગતના લોકમાં ગયાં. ઘરમાં મેરામ ભગત, જીવીબાઈ અને નાનાં ત્રણ બાળકો રહ્યાં.

સંતો, ભક્તો અને પરમહંસોમાં ભગત નિરંતર ઘૂમતા રહેતા. જ્યાંથી મહાત્માઓ મળવાના સમાચાર આવતા ત્યાં દોડી જતા. બેચાર કે આઠ દસ દિવસો રોકાઈ રહેતા. આથી જીવીબાઈ થાકી જતાં. બાળકોનો ઉછેર અને ખેતી બંને કામો બની શકતાં નહિ, પરિણામે ખેતી ઘસાતી ચાલી, સ્થિતિ બગડવા લાગી. ધીમે ધીમે ઘરનાં રાચરચીલા વેચી જીવવાનો વખત આવી પહોંચ્યો, ત્યારે આંગણે સંત-મહાત્માઓના ઉતારા વધતા રહ્યા. જીવીબાઈની ગભરામણનો પાર ન હતો.

"ભગત હવે હદ થાય છે!" એક દિવસ ખેતરથી થાકી લોથપોથ થયેલાં જીવીબાઈ બાળકોને ખોળામાં બેસાડતાં આંસુ

સારતાં કહ્યું : "વેજા વધી, ઘરમાં ગરીબી કાયમની શોક થઈ પડી પાથરી રહેલા લાગી. આના સામે તો નજર કરી જુઓ, આપણે ભિખારી જાતિમાં જન્મ્યા નથી, આયર છીએ. પારકા કામે જવાશે પણ પારકા ઘરે ભીખ માગવા જવાશે નહિ. કાલના દાણા થઈ રહ્યા છે, તમારે સાધુ બાવામાં ફરવું, મારે આ નાનાં છોરૂડાં લઈ કોના ઉંબરે ઊભવું—કોઈ વિચાર આવે છે ?"

બેચાર સંતોને ઘરે લાવી આસનો બીછાવતાં ભગતને જોઈ જીવીબાઈ બોલી.

મેરામ ભગત મીઠું હસીને મૌન રહ્યા. આ તેમનો અકળાયેલા ભંડારીને જવાબ હતો. સમજદાર ભક્ત જાણતા હતા કે ભંડારી ઘણો ભાર ખેંચે છે, થાકે તો નવાઈ નથી. ગરીબી ગળાબૂડ આવી છતાં ભગતે સંતમહાત્માઓને સત્કાર વામાં પીછેહઠ કરી નહિ. ઘણીવાર કુટુંબ રાતભર ભૂખ્યું સૂઈ રહેતું. આંગણે આવેલા અભ્યાગતોને જમાડી પોતે પાણી પી ભૂખ નિવારતા.

(૨)

"ભગત! ઘોઘા સમડીથી સુથારના સમાચાર પર સમાચાર દરરોજ આવે છે, ગાડું લઈ આવો ને ?" જીવીબાઈ ઓસરીમાં શિરામણી કરતા ભગતને કહ્યું.

"મને એ વાત ખ્યાલમાં છે ભંડારી! પણ નાણાંનો મેળ જામતો નથી. વદાડ તો કયારનો ય થઈ રહ્યો છે.

"કેટલા રૂપિયામાં ઠરાવ થયો છે?" જીવીબાઈ ઉંબર પર પગ મૂકી બોલ્યાં.

"પંચાસી રૂપિયામાં હરતું ફરતું ગાડું રાખ્યું છે."

"તયેં શું, પંચાસી કાંઈ વધુ ગણાય નહિ. કાલે શેઠને ત્યાંથી લાવ્યા હતા તે રૂપિયા પડ્યા હશે."

ગાડું લેવા જવા ભગત ચોપડે ઊભો મોલ મંડાવી રૂપિયા લાવ્યા હતા તે જીવીબાઈને ખબર હતી એટલે યાદી આપી.

"ભંડારી, ઈ રૂપિયા તો સાંજે એક જમાત પાદર ઊતરી હતી. તેમણે રબારીનો ઊંટ ખરીદ્યો હતો, બાવાજી પાસે પૈસા ન હતા; રબારી જેમ ફાવે તેમ બોલતો હતો, તેમની નિંદા મારાથી સંભળાઈ નહિ એટલે ઈ રૂપિયા રબારીને આલી દીધા."

"એમ ને?" વાતનો ભાવ સમજી જીવીબાઈ વચ્ચે જ બોલ્યાં.

"હા એમ જ. શું થાય! છૂટકો ન હતો. આપણું ગાડું એકાદ મહીનો મોડું આવશે."

"તમે તે કેવા માણસ છો? મોસમ આવી, ગાડા વિના ખેડૂતના દીકરાને ન ચાલે! જૂનું ગાડું વેચતા હતા તયેં જ મેં જાણ્યું હતું કે ભગત નવું ગાડું લઈ શકવાના નથી. જૂના ગાડાને પણ સાધુઓની રસોઈનાં નાણાં ચૂકવવા વેચવું પડ્યું. મને અને આ છોરૂડાંને મા'જનના વંડે મૂકી આવો પછી તમે નિરાંતે તમારી ભગતી ઠાવકી રીતે કરો. હવે તો ભૂખનાં દુઃખ ખમાતાં નથી."

"હશે ભંડારી, ધીરજ રાખો. મારો નાથ ઉપરથી બધું જોતો રહે છે. તેને આપવાની વેળા દેખાશે ત્યારે આપશે. કર્યું જાતું નથી. ઠાકર પેટ ભરવા જેટલું આપે છે. આપણે અન્નવરા-માંથી પુણ્યવરો કાઢવો જોઈએ. પોતાના પેટનું તો મલક બધો ય પામે છે."

ભગતે નવું ગાડું પંચાસી રૂપિયામાં ઘોઘા સમઢી ગામે બનાવવા નાખ્યું હતું, ગાડું તૈયાર થઈ ગયું હતું. પણ ભગતની પાસે

પંચાસી રૂપિયા ન હતા. આવતા ને ઊડી જતા. મેરામ ભગત વહેવારને ભૂલતા પણ પરમાર્થને કદી પણ ભૂલતા નહિ. સુથારે એકથી વધુ વાર સમાચાર મોકલાવ્યા. અંતે ગાડું બીજા ગ્રાહકને વેચવા તૈયાર થયો. તેવામાં મેરામ ભગત રૂપિયા લઈને આવ્યા. ગાડાનો હિસાબ કરી પૈસા પતાવી, "દશમે દિવસે હાંકી જઈશ." આમ કહી ગાડું મૂકી જતા રહ્યા.

દસના પંદર દિવસ થયા. રામજી સુથાર થાકચો. ફરી ગાડાને લઈ જવા સમાચાર મોકલવા લાગ્યો. ભંડારીના કાળા કકળાટથી થાકી ભગતે જેમ તેમ રૂપિયા ભેળા કર્યા અને ઘોઘા સમડી ગયા.

રામજીભાઈ ભગતને આવતા જોઈ રાજી થયા; "આવો ભગત! સારું થયું. આવ્યા તો ખરા! સાંકડી દુકાન, માલનો ભરાવો, તમારું ગાડું નીકળે તો બીજા ગાડાનો આદર થાય. આટલા માટે સમાચાર મોકલાવતો હતો."

"રામજી! પૈસાનો મેળ બાઝતો ન હતો એટલે જ મોડું થયું. માંડ માંડ ભેળા થયા એટલે આવ્યો. ભગતોનું તો એમ જ ગાડું રડે." ભગતે બેસતાં કહ્યું.

રામજી મિસ્ત્રીને નવાઈ લાગી : "ભગત મારી મશ્કરી તો કરતા નથી ને? પૈસા તો આવી ગયા છે મેરામ ભગત! આજ કાંઈ ખૂબ આનંદમાં છો?"

'કેમ ભાઈ આમ પૂછવું પડે છે?" ભગત બોલ્યા.

"રૂપિયા તો પંદર દિવસ પહેલાં જ આવી ગયા છે. સામે જ ખાટલો નાખ્યો હતો. આ એરણ પર વગાડી ગણી લીધા છે. ફરી રૂપિયાની વાત કાઢી માટે પૂછવા મન થઈ આવ્યું. કાં તો તમે ભૂલકણા હશો!"

"એવી ભૂલ થાય જ નહિ. આજ મશ્કરી કરવાનું મન થઈ આવ્યું દેખાય છે!"

ભગત વિચારમાં પડી ગયા. મારી પાસે રૂપિયા જ ન હતા પછી પંદર દિવસ પહેલાંની વાત શી? મિસ્ત્રી મારી મશ્કરી કરતો હશે?

"રામજીભાઈ, સાચી વાત છે ભાઈ, મેં કોઈ સાથે રૂપિયા મોકલાવ્યા નથી, તેમ હું પણ આપવા આવ્યો નથી. તમો મારી મશ્કરી કરતા હો તો જુદી વાત છે. અથવા કોઈ બીજાના ગાડાના આવ્યા હશે."

"ના રે ના આપા મેરામ! ઈ શું બોલ્યા? મેં જાતે લીધા અને આ ચોપડીમાં આવ્યા ટેકાવ્યા છે. જુવો!" આમ કહી જૂની ફાટેલ ચોપડી કાઢી શીશાપેનના અક્ષરો બતાવી કહે, "જુવો મહા સુદી દસમને મંગળવાર, હસ્તે ભગત, મેરામ દાના રૂા. ૮૫, પંચ્યાશી."

ભગતની આંખોમાંથી આંસુનો પ્રવાહ વહેવા લાગ્યો. મેરામ ભગતના દેહનું પરિવર્તન જોતાં રામજી મિસ્ત્રી આભો બની ગયો. ભગતને ભાવસમાધિ આવી ગઈ. તેઓ જ્યાં બેઠા હતા ત્યાં જ ઢળી પડ્યા, મિસ્ત્રી "ભગત! ભગત!!" આમ વારંવાર બોલતો ઢંઢોળવા લાગ્યો. એકાદ કલાક આમ ને આમ વહી ગયો. બે ચાર બીજા ભાઈઓ આવી ગયા. સહુએ મળી ભગતને હવા નાખી. શુદ્ધિમાં લાવવા કોશિશ કરવા લાગ્યા

"રામજી મિસ્ત્રી!" ભાવસમાધિમાંથી જાગતાં ભગત બોલ્યા: "તમે ભાગ્યશાળી. ઠાકર તમારે ઘરે આવ્યાં. તમોને રૂપિયા આપી ગયા. મારા જેવા કંગાલનું કામ કાનજી કરી ગયા. બાપ, હું તો આવ્યો જ નથી. વ્રજવાળો આવ્યો અને ગરીબ

આહીરને' ગાડાંવાળો બનાવી ગયો!" આમ બોલતાં ફરી રડી પડ્યા.

મેરામ ભગતના રૂપિયા ઠાકર આપી ગયાની વાત ગામમાં ફેલાઈ ગઈ. ગામ ભગતનાં દર્શને ઊમટ્યું.

"એલા રામજી, શું માંડીને બેઠો છે? પાના શેઠ આવતાં જ ગાજ્યા. "માળા પરચાની વાતું ફેલાવી કૂડની રમત રમી કમાઈ ખાવાનો ઢોંગ આદર્યો? ગામ તો ગાંડું છે!"

"આવો પાના કાકા. મને તો ભગત રૂપિયા આપી ગયા એટલું જાણું છું. ભગત કહે છે ઠાકરે દઈ ગયા. ભગત તો પરભુના ઘરના માનવી છે."

"અલ્યા કળજુગમાં ઈશ્વર ક્યાં નવરો બેઠો છે કે આમ ગાડાના રૂપિયા ભરવા ગામેગામ રખડતો હશે!"

"શેઠ, તમે જૈન છો. અમારા સનાતન ધર્મની વાતમાં શું સમજો?" દોલતગિરિ બાવાજી આવતાં જ બોલ્યા : 'ભગતની ભીડ ભાંગવા ભુદરજી આજ સુધીમાં અનેક વખત આવ્યા છે, એમાં આટલા તાડૂકો છો શાના! ગામ તમારું તો નથી ને? તમારા જેવા રૂપિયે આનાનાં વ્યાજ ખાનારને ભગવાનની વાત ગળે ન જ ઊતરે."

શેઠ બાવાજીના મેણાંથી અકળાઈ ગયા. જવાબ આપવા જતા હતા ત્યાં કૃપાશંકર ગામોટ વચ્ચે પડ્યા અને બોલ્યા : "પાના શેઠ! ધીરજ રાખો. દોલતગિરિજી! ઉતાવળા શા માટે થાઓ છો? ભગવાન ભક્તુંનાં કામ અવશ્ય કરે છે, પણ તે અંધારામાં કોઈને રાખતા નથી. મામેરાં પૂર્યાં ત્યારે કટકા કાપડનાં કપડાં બાકી રાખી, સહુને સમજાવ્યા કે મેં જ મામેરું પૂર્યું હતું. ધણીએ આભમાંથી ધા કરી ગજ–મશરૂ નાખ્યું—જોઈએ રામજી, રૂપિયા પડ્યા હોય તો બતાવ." ..

"હજુ એમના એમ જ પડ્યા છે." કહીને રામજી ઊઠ્યો અને ઘરમાંથી નાની લાકડાની પેટી લાવ્યો.

કૃપાશંકર મહારાજે ચાવીથી ઉઘાડી. અંદર રૂપિયા પડ્યા હતા. તેમાં એક રૂપિયો સાવ સોનાનો. અંદર રાધાકૃષ્ણની છાપ, બીજી તરફ 'મેરામ દાના' આવું ચોખ્ખું નામ વંચાતું હતું. સહુને ખાત્રી થઈ કે ભગવાને ભગતની વતી રૂપિયા પંચાસી ભર્યા.

રામજીના આનંદનો પાર ન રહ્યો. પાનાચંદ શેઠ મેરામ ભગતના પગમાં પડ્યા અને માફી માગી.

ભગતે ભગવાનનું નામ લઈ પોતાના સગાંના બળદીયા લઈ ગાડું જોડયું. લોકો ઝાંપા સુધી વોળાવા ગયા. સાંજ થતાં થતાં ગાડું અને ભગવાને પરચો પૂર્યો એ વાત દરેકમાં પહોંચી ગઈ.

( ૩ )

ગિરિધારીએ ગાડાના ગરથ ચૂકવ્યા પછી ભક્તની પ્રકૃતિ સાવ જુદી બની ગઈ. પ્રથમ થોડી પ્રવૃત્તિ કરતા હતા તે પ્રસ્તુત પ્રસંગ પછી તમામ પ્રવૃત્તિ બંધ કરી નામ અને સેવાપરાયણ બની ગયા.

"તમારે મારા પ્રવાહમાં ભળી વહેવું હોય તો આનંદથી અહીં રહી શકો છો, નહિતર આમાંથી જે જોઈએ તે લઈ તમે તમારે ઇચ્છીત માર્ગે જઈ શકો છો. મને એથી જરાય ખેદ થવાનો નથી.

અમારો તો પંથ ન્યારો ગોકુલ ગામનો !"

ભગતે પોતાની સ્ત્રી તથા પુત્રોને સ્પષ્ટ શબ્દોમાં કહ્યું.

આ પ્રસંગ વિક્રમ સંવત ૧૯૦૭ના વર્ષે બન્યો ત્યારે ભગતને ત્રણ પુત્રો અને એક પુત્રી સંતાનમાં હતા. મોટાનું નામ માંડણ, પીઠો અને વીરો. દીકરીનું નામ કુંવરબાઈ હતું.

જીવુબાઈ હવે પ્રૌઢતાને આરે ઊભાં હતાં. પુત્રો યુવાન હતા. દરેકનાં લગ્નો થયાં હતાં. વહુવારુઓ આવતી જતી થઈ હતી.

સહુએ મળી આપા મેરામ ભગતને વ્યવહારુ કામમાંથી સાવ મુક્ત કર્યા. સાથે સંતમહાત્માઓની સેવાના કાર્યમાં સંપૂર્ણ સાથ આપવા બંધાયા. હવે ભગત મોકળા મને સત્સંગ કરવા સોરઠમાં ઘૂમવા લાગ્યા.

"મેરામ ભગત, ગરવાની પ્રદક્ષિણામાં જાવા મનજીભાઈ ઉતાવળા થાય છે. આવવું છે?" હરજી ભગત કે જેને મેરામ ભગત ગુરુ માનતા હતા તેમણે આવી કહ્યું.

"જૂનાગઢ લતીપુરનો સાથ, કોણ ના પાડે છે? ચાલો હું તો તૈયાર છું. સત્સંગ અને સત્પુરુષના દર્શનનો લાભ લેવાશે. હરદાસ ભગત, ક્યારે નીકળીશું?"

"સારાં કામને સો વિઘ્ન. કાલે સવારે. આપણે ક્યાં મેલીકાર દોરવા છે કે તંબૂ, ઘોડા, હાથી સાથે સજવાં પડશે!" હરદાસ ભગત આમ કહી હસી પડ્યા.

બીજે દિવસે હરદાસ–મેરામની જોડલી ગરવાની પ્રદક્ષિણા કરવા નીકળી પડી.

બન્ને ભક્તરાજો ઘેરથી નીકળ્યા. તે સમયે ગિરનારની પ્રદક્ષિણાનો પ્રચાર જનતામાં થયો ન હતો. કોઈ અલગારી ભડતો કે અલંગી ફકીરમહાત્માઓ જ જતા, ગીરનો ભાગ, સાવજ, દીપડાઓનો ભય. જંગલમાં ઉઘાડા રાતવાસો કરવો ભલભલા હિંમતવાન નરવીરોની પ્રદક્ષિણાનું નામ સાંભળતાં છાતી બેસી જતી. આજે એક લાખ માનવીઓ કાર્તિકી પ્રદક્ષિણામાં ભેળાં થાય છે. ત્યારે મહામુસીબતે સોએક માનવીઓ જતા. તે પણ એકસરખા તો નહિ જ.

બન્ને ભક્તોએ યોગીરાજની પ્રદક્ષિણાનો આરંભ કર્યો ત્યારે ભગવાન અંશુમાલીએ પૂર્વમાં દર્શન આપ્યાં. સહજ ઠંડી અર્પતો વાયુ, ઝાકળનાં બિન્દુઓ પાનની અણીઓથી ટપકાવતી વનરાજી સ્નાન કરી તાજી ઊઠેલી સુર સુંદરીનો ખ્યાલ આપતાં હતાં. સુરાજની પ્રજા જેવી સુદર્શનીય વૃક્ષઘટા પર સૂર્યનાં કિરણો પથરાઈ જમીન પર ભાતીગળ નવી ભાતો ઉપસાવતાં હતાં. હરદાસ ભગત આગળ અને મેરામ ભગત પાછળ આમ નાની કેડી પર ભક્તજોડલી આગળ વધતી હતી. પાછળ અર્ધોક માઈલ પર પાંચ સાત સંતો આવતા હતા.

મધ્યાન્હ સુધી, વિના હરકતે બન્ને માર્ગ કાપતા રહ્યા. ભગવાન સવિતાનારાયણ આકાશના મધ્યમાં આવ્યા. તેમનાં તેજસ્વી કિરણોથી પથિકો અકળાવા લાગ્યા.

"આપા મેરામ, તાપ ભારી લાગે છે!" હરદાસ બોલ્યા.

"હા ભગતજી! મધ્ય અવસ્થા જ એવી હોય છે. જુવાની દિવાની અમસ્થા ગણતા નથી! સૂરજદાદા વચલી અવસ્થામાં આવ્યા છે. સામેનું ઝાડ મોટું છે ત્યાં બેસી થોડો વિસામો લઈએ" મેરામ ભગતે રમતિયાળ ભાષામાં જવાબ આપ્યો.

બન્ને ઝાડ તળે આવી બેઠા. હજુ પૂરો શ્વાસ નીચે બેઠો નહિ ત્યાં ઝાડીમાંથી તાપથી અકળાઈ ગયેલું એક સિંહકુટુંબ આવી સામે જ બેસી ગયું.

સિંહ આગળ, વચ્ચે બે બચ્ચાંઓ અને છેલ્લે સિંહણ–આમ ચાર પ્રાણીઓ હતાં.

સિંહને સામો જોતાં હરદાસ ભગત થરથરવા લાગ્યા.

"મેરામ ભગત, હાથપગવાળું મોત આવ્યું, સામૈયાં કરો. પ્રદક્ષિણાના ભાવ અધૂરા રહી ગયા. એક જ ઘાએ બન્નેનાં વર્ષો પૂરાં થવાનાં."

"હરદાસ, તમે ભગત કોટિના આત્મા છો માગ ગુરુ સ્થાને ગણાઓ છો, આવડી બીક કેમ લાગે છે? આપણે આહીગે મોરલીધર મા'રાજના ગોઠીયા ગણાઈએ, માનો નાથ, આપણી રક્ષા કરનારો બેઠો છે પ્રહલાદની વાતો કરનાર, કુરુક્ષેત્રમા હાથીના ઘટ તળેથી ઈંડા ઉગારનાર, નિભાડામાથી બિલાડીના બચ્ચાને જીવતા કાઢનાર હરિને હાજરાહજુર માન નારથી સિંહ દેખી ડગાય નહિ ઘણા દિવસ ઓગામા ગમનાગર નાખી ધીરીયારીયુ કરી છે ગે ઘ વાળી વણીના ઘરની વાત કરતા જમીનથી સવા હાથ ઊંચા પગ હતા આજે લેખાની વડી છે"

' મેગમ ભગત! નગામા આવરુના પજાથી ચીરાઈ જવામા શો લાભ છે? હુ તો ભાગી નીકળીશ

"ભાગીને ક્યા જશો? હરદાસ ભગત, જો આવી બન્યુ હશે તો ત્યા આપ કે અજગર સામે આવશે માનવી બચવા દોડાદોડ કરતા રહે છે, એને ખબર નથી કે ડગલા નીચે ડુગર જેવડા મોત ઊભા છે આપણા જીવન એટલા મોઘા પણ ક્યાથી? ધન્ય ઘડી, ધન્ય ભાગ્ય કે આપણા કલેવરથી વનરાજ ધરવાય, તેની અને તેના કુટુબની ભૂખ ભાગે હુ તો સામે ચાલીને મળીશ ભગત હશે તો મળશે અને સલિલ હશે તો ખાઈ જશે" મેગમ ભગતે કહ્યુ

હરદાસને મેગમ દિવાનો લાગ્યો વારવાર સિંહ તરફ નજર કરતો હતો, તેના ગાત્રો થર થર કપતા હતા

આપા મેગમ પોતાના સ્થાનેથી ઊઠી સિંહની સામે ચાલવા લાગ્યા "મેગમ!" આમ કહેતા હરદાસ ભગતનો અવાજ ફાટી ગયો સિંહે પોતાની સામે આવનાર માનવી તરફ નજર નોધી એક રણુક મારી નિહણ ઊભી થઈ પૂછડાનો ઝટો પછાડવા

લાગી નાના સિંહકુમારો જનેતાની સોડમા લપાઈ ગયા વનરાજ સ્થિર ભાવે બેઠો હતો

મેરામ ભગત સિંહ નજીક પહોચ્યા ત્યા પાછળનો સઘ આવી પહોચ્યો તેણે એક માનવીને સિંહકુટુબ પાસે જતો જોયો તે ત્યા જ થભી ગયો

नीजं मा सव भूतानां विद्धि पार्थ सनातनम्

[ મને સર્વ પ્રાણીનુ બીજ માન – જાણ ] પાઠગનો સઘમાથી અવાજ આવ્યો ભગત હજુ આગળ જ વધતા હતા હરિદાસ ભગતના અગ થરથરી થાકવા લાગ્યા

મેરામ ભગત સાવ નજીક ગયા એટલે સિંહ ઊભો થયો, પોતાનો ખરડો તાણી પૂછડાનો ઝડો આમતેમ ફગોળતો ઝાડીમા જતો રહ્યો તેની પાછળ સિંહણ અને બચ્ચા પણ ગયા ભગતે સિંહના ચરણની રજ લઈ પોતાના માથા પર ચડાવી પાછગનો સઘ હવે સાવ નજીક આવ્યો. સાથેના મહાત્મા બોલ્યા

तस्मादात्मन एव त्रैविध्य योनित्वम् ।

[ આત્મા જ સર્વ ક્ષેત્રો ને દેહોને ઉત્પન્ન કરે છે, કારણ કે તેનુ જ ત્રૈવિધ્ય અને યોનિત્વ છે ]

સિંહના ગયા પછી હરિદાસના જીવમા જીવ આવ્યો શ્રીહરિના, હરિસ્વરૂપના દર્શન કરી આપો મેરામ મૂળ સ્થાન પર આવ્યા ત્યારે હરિદાસ ભગત પોતાના શિષ્યના ચરણમા લેટી પડ્યા અને બોલ્યા "આપા મેરામ ! ખરેખર તમે મેરામના અવતાર છો આપે અવતરી આહીરકુળને અજવાળ્યુ છે મેરામની ભક્તિનુ માહાત્મય વધાર્યુ છે "

મેરામ ભગતે ગુરુને ઉઠાડ્યા અને કહ્યુ "હરિદાસ ભગત, એમા મે વધુ કાઈ જ કર્યું નથી હુ બધામા મારા નાથને

જોઈ રહ્યો છું. મારી નજરમાં સિંહ, વાઘ, શિયાળ, સાપ કે માનવી એવા ભેદો જ નથી. હું ઘટઘટમાં ઘટના ઘડનારનાં દર્શન કરું છું એટલે મને ત્યાં જતાં જરાય ભયનો ભાવ આવ્યો નહિ. મારી નજરમાં ભગવાન, લક્ષ્મી અને નાનાં બચ્ચાંઓ સનકાદિક જેવાં લાગતાં હતાં."

પાછળથી આવેલા સંઘમાંથી એક મહાત્માજી આગળ આવ્યા અને ભગતના માથા પર હાથ મૂકી બોલ્યા: "આ બ્રહ્માન્ડ માયા વડે જ ભગવાન સ્વરૂપે નહિ દેખાતાં અન્ય રૂપે દેખાય છે. તારા જેવા જ્ઞાનીની દૃષ્ટિમાં માયા નથી. ખરેખર, તું દરેકમા બ્રહ્મ—ભગવાનનાં દર્શન કરે તે શાસ્ત્રાનુકુળ ઘટના છે. બાપુ તું કયાં રહે છે?"

ભગત મહાત્માજીના ચરણમાં નમ્યા અને બોલ્યા: "સેવક દરેડ નામે ગામે રહે છે. જાતિએ આહીર છે."

"વાહ, આહીરરાજ! આજનો દિવસ તારા જેવા वासुदेवसर्वमिति જોનારનાં દર્શન થતાં પાવન થયો. તમે અભણ હોવા છતાં ભણવાનું ભણ્યા છો, શાસ્ત્રો કહે છે: मायात्यसुराः જગત માયારૂપ છે એમ અસુરો કહે છે. તારામાંથી પ્રસ્તુત આસુરી ભાવ ગયા છે. તારી કમાણીને ધન્ય છે."

"ભગવન્, અમને આપણા આજના અકસ્માત મિલનની યાદરૂપે કાંઈક કહેશો?" આપા મેરામે કહ્યું.

"તમને કહેના લાયક હું કોણ? હું ન્યાયવેદાન્તાચાર્ય છું. છતાં સમજવાનું સમજી શકયો નથી. ત્યારે તમે ગ્રામ્યવાસી ખેડૂત હોવા છતાં તમામ દર્શનશાસ્ત્રના સિદ્ધાન્તોને હસ્તામલકવત્ સિદ્ધ કરી શકયા છો. છતાં એક વાત કહીશ:

*"अकाले विहिता या मा संध्या वंध्या वधूरिव*

વગર સમયે કરેલી સંધ્યા વાંઝણી સ્ત્રી જેવી નિષ્ફલ છે, તેજ રીતે જીવનમાં ઉતાર્યા વિનાની ભક્તિ વાંઝણી છે. ગૃહસ્થાશ્રમનાં ફળ સંતતી. સંતતી નહિ આપનાર સ્ત્રી વાંઝણી કહેવાય છે. તેમ, શાશ્વત શાન્તિ, નિર્ભિકતા આપે નહિ તે ભક્તિ વાંઝણી છે. આવી વાંઝણી ભક્તિ કરનાર સમયનો દુર્વ્યય કરનાર છે."

સૂર્યદેવ મધ્ય ભાગથી પશ્ચિમ તરફ નમવા લાગ્યા ત્યારે સહુ ધીમે ધીમે આગળ ચાલવા લાગ્યા.

(૪)

આપા મેરામને અભિનંદન આપનાર સંત અન્ય કોઈ નહિ, ભગવાન આત્રેય હતા. તેઓ પોતાના શિષ્યમંડળ સાથે પરિભ્રમણ કરવા નીકળ્યા હતા. ભગતજીને સાથે તેડી ગયા અને હરદાસને ઘેર જવા રજા આપી. ભક્તરાજને એક વર્ષ સુધી પોતાની પાસે રાખી—

ક્ષરः सर्वाणि भूतानि कूटस्थाऽक्षर उच्यते

નું સત્ય સ્વરૂપ સમજાવવા તમામ યોગમાર્ગનું જ્ઞાન આપ્યું. એક વર્ષમાં આપા મેરામે યોગનાં આઠે અંગો સાધ્ય કર્યાં. પારદ અષ્ટગુણ ભરદ્ર થતાં પરમ તેજવંત વિશુદ્ધ બની દરેડ આવ્યા. લોકોએ સાચા હૃદયના ભાવનાનાં મોતીડે વધાવ્યા.

ભગતને સંવત ૧૯૧૮માં સત્તાવન વર્ષ પૂરાં થયાં ત્યારે ગાયોના બાંધવાના સ્થાને પોતે અને હરદાસ ભગત બન્ને નમતે પહોરે સાથે બેઠા હતા.

"હરદાસ ભગત, આ સ્થળે ત્રણ સમાધિઓ ખોદાવી તૈયાર કરાવો."

હરદાસ બોલ્યા: "અત્યારે શી ઉતાવળ છે ભગત? સમય આવશે ત્યારે બધું ય તૈયાર થઈ જશે."

"કાલની કોને ખબર છે હરદાસ ભગત? કર્યું તે કામ અને ભજ્યા તે રામ!

કાલ કરંત આજ કર, આજ કરંત અબ;
કાલ કાલ બીચ કાલ હે ફીર કરે ગો કબ?"

મેરામ ભગતે સમયની મર્યાદા સમજાવી.

"સારું, આપ કહેશો તેમ કરીશું." વાતના પ્રવાહને બીજી દિશામાં વાળવા હરદાસ ભગતે ટૂંકમાં જ પતાવ્યું. "ભગત, સંધ્યા હમણાં થશે ચાલો, દેવળવાળાના નામની બે માળા કરીએ."

"બે માળા તો કાયમ ફેરવીએ છીએ હરદાસ ભગત! આજે આવો રાત્રીના ચાર પહોર ધણીના નામનો આરાધ કરીએ. હમણાં આખી રાત્રી ભજનો કર્યાં નથી."

"આજે કોઈ પર્વણીનો સમય નથી. અને રાતભર ભજન ગાવાનો ભાવ કેમ થયો આપા મેરામ?"

"માનવી મનમાં વાત લાવે એથી મોટી પર્વણી કઇ છે? એક વાત આજે છેલ્લી છેલ્લી સંભળાવતો જાઉં?"

"બોલો ને, તમારી અનેક વાતો ગમે છે." હરદાસ ભગતે કહ્યું.

"ધણીના ધામમાં જવા ધારું છું. મારી સમાધના ઠેકાણે ઠાકોરમંદિર ચણાવજો. આઘું-પાછું નહિ. આટલી વાત ધ્યાનમાં રાખજો."

"આપા મેરામ!" હરદાસે કહ્યું; "તમારા ભક્તિનાં અનોધાં બળ મેં ગરનાના છાંયડે જોયાં છે, પણ જગતને પૂગાય નહિ. તમારી સમાધિ પર મંદિર ચણવા દેશે નહિ. લોકો કહેશે; મસાણમાં મોહનવરનાં મંદિર હોય જ નહિ."

"એનો રસ્તો હું કાઢતો જઈશ. તમે તમારો વચન આપ્યાનો ધર્મ પાળજો. મેરામ, મેરામને મળવા જાય છે, મરતો નથી."

સાંજ પડી, સહુ જમી પરવારી નિત્યના સ્થાને ભેળા થયા. આખી રાત્રી ભજનમાં પસાર કરી સવારે મા'રાજે ઊગમણી દિશાએ કિરણું કાઢયાં ત્યારે રામસાગર નીચે મૂકી મેરામ ભગતે "સી....તા ...રામ"નો અવાજ કર્યો. સહુએ નાદ ઝીલી સામે અવાજ કર્યો. ભગતે તે જ વખતે ચોલો છોડ્યો.

આજે ચૈત્ર સુદી નોમ, રામનવમીનો દિવસ હતો. સહુએ મળી ભગતજીને ઝોલીમાં પધરાવ્યા. ભગતે બતાવેલા સ્થાને ગાયોની ઝોકમા પૂર્વાભિમુખે ત્રણ સમાધિઓ ગળાવી તૈયાર કરવામાં આવી. ત્રણમાં દક્ષિણમા છેલ્લી સમાધિમાં ભક્તને બેસાડવામાં આવ્યા. ઉત્તરમાં જીનુબા, ભક્તનાં ધર્મપત્ની અને મધ્યમાં હરદાસ ભક્ત બેસી ગયા.

ભગતજી સમાધિસ્થ થયા તે જ દિવસે, તે જ સમયે ચાંવડમાં કુંવરજી ભટને મળ્યા. રાણપુરમાં ગીગા ભગતને અને સુલતાનપુરના માણસુર ભગતને મળ્યા.

માણસુર ભગતને મળી ભગતે પોતાની માળા કે જે સમાધિમાં સાથે જ ગળામાં રાખવામાં આવી હતી તે આપી કહાવ્યું કે, "હું થોડા દિવસ માટે બહારગામ જાઉં છું, ઘરે માળા આપી કહેજો કે ભગતે રામરામ કહાવ્યા છે અને ભગતની સૂચના પ્રમાણ વર્તન રાખજો. ઠાકર સહુનું ભલું કરશે."

માણસુર ભગત દરેડ નજીક આવ્યા ત્યારે જાણવા મળ્યું. ભગત કાલે સમાધિમા બેસી ગયા. ઘરે આવી માળા આપી સંદેશો કહી બતાવ્યો.

સહુ કોઈ ભગત યોગીરાજ હતા તે પૂર્ણ રીતે સમજ્યા ત્યા ચાવંડથી કુંવરજી ભટ્ટ અને રાણપુરથી ગીગા ભગત આવ્યા, તેમણે પણ પોતાને ભગતજી મળ્યાની હકીકત કહી. સહુની દઢતા વધુ સુદઢ બની.

મેરામ ભગત છેલ્લે જ્યાં બેઠા હતા ત્યાં આજે રામજી-મંદિર છે. આ સ્થાને દર વરસે અષાઢી બીજના દિવસે મેળો ભરાય છે. અનેક ભાવુકો આવી રાતભર અલખ ધણીના આરાધ ગાતા આરાધે છે. સમયનાં પરિવર્તનમાં રાસ-ગરબીઓ, રાસડા, કવાલી ગવાય છે. ત્યાં સુંદર સ્થાન ઊભું થયું છે. સ્થાનની સંભાળ ભગત મેરામ આપાના વંશજો રાખી રહ્યા છે. આવ્યા અભ્યાગતો, સંતો, સંન્યાસીઓ, દીનહીન સાધનના ભાઈઓને સમયાનુસાર અન્નવસ્ત્રો આપે છે. આ સ્થાન પ્રત્યે આહીર-ભાઈઓને ઠીક પ્રમાણે મમતા છે. જ્યાં જ્યાં આહીરો છે ત્યાં ત્યા આપા મેરામનું નામ છે. તેમના તરફ ભક્તિભાવ છે.

સૌરાષ્ટ્રના એક ખૂણામાં પડેલ દરેડ ગામે આપની જગ્યા જોવા જેવી છે.



## ભક્તરાજ શ્રી વીસામણ ભક્ત

"આપા, આજે પહરથી; ભેંસો પાછી આવી નથી. ગોવાળનોય પત્તો નથી." ઘરકામ કરનાર બાઈએ પાતા મનને કહ્યું.

"ભેંસોમાં પહર કોણ ગયું છે?" પાતા મને પૂછ્યું.

"કાનો! દરરોજ તો વહેલો આવે છે. આજે હજુ સુધી આવ્યો નથી. જરાક ધાર પર ચડીને જુવો. તો કદાચ ઘુઘરણીયાની સીમમાં પહોંચી ગયું હોય." ઓરડેથી બાઈએ કહેવડાવ્યું.

પાતા મન હાથમાં પરોણો પકડી ભેંસોને ગોતવા નીકળ્યા. ધીમે ધીમે ચંદન ડુંગર પાસે ગયા તો ત્યાં એક યોગી પુરુષના દર્શન થયાં. પાતા મન ભેંસોની ચિંતા થોડા વખતને માટે દૂર કરી મહાત્માજીનાં દર્શનાર્થે ગયા.

યોગીરાજનો ભસ્માચ્છાદિત દેહ રમણીય હતો. માથે જટાઓ, ભવ્ય કપાળ, અર્ધ બીડાયેલી આંખો–આ બધું આકર્ષક હતું, પાતા મન ધાર્મિક વિચારના કાઠી હતા. પાળીયાદમાં તેમને માટે લોકોનો ઊંચો મત હતો.

યોગેશ્વર પાસે પહોંચી પ્રણામ કર્યાં અને સમીપમાં વિવેક-પુરઃસર નમ્રભાવે બેઠા.

"આવો પાતા મન, ભેંસોની ગોતમાં આવ્યા ?"

પોતાના મનોભાવ અને નામ કહેનાર યોગી પર મનની શ્રદ્ધા અનેકગણી વધી ગઈ. "હા મહારાજ, વાત તો ખરી છે." પાતા મને ટૂંકો જ જવાબ આપ્યો.

"હાથમાં લીધેલું કામ અપૂર્ણ રાખી અહીં કેમ આવ્યા ?"

"મહારાજનાં દર્શને. ભેંસો તો આવશે. કાઠીની ભેંસોના નામ લેવાય નહિ. હશે ત્યાંથી આવતી રહેવાની. આજ ધન્ય ભાગ્ય કે આપ જેવા સંતનાં દર્શન થયાં."

"પાતા મન ! સંત પ્રત્યે સદ્ભાવ રાખનારનો તોટો છે, સંતનો નહિ. સંત સંસારના સેવક ગણાય. એમના તરફ સદ્ભાવ રાખનારને શોધતાં શોધતાં સંતો જાય છે."

"મહારાજ અવિનય માટે ક્ષમા કરજો. આપે મારું નામ અને હૃદયની ભાવના કહી, એ શું ?"

"કશુંય નહિ. ભજનનું બળ. નામના પ્રતાપે પ્રહ્લાદે સ્તંભમાં નારાયણનાં દર્શન કર્યાં, વાનરોએ પથ્થર તાર્યા. વિશ્વની સકળ વિભૂતિઓ નામાધીન છે." મહાત્માજીએ હસીને કહ્યું.

પાતા મન હજુ સુધી અપુત્ર હતા. પૂછવા ચિત્ત ચપળ થયું, પરંતુ હજુ અલ્પ પરિચય હોવાથી સાહસ કરી શકયા નહિ.

પાતા મનની મનોગત ભાવના સમજી યોગીરાજ બોલ્યા: "મન ! કાલે મધ્યાન્હ પહેલાં અહીં આવશો ?"

"જી હા મહારાજ, અવશ્ય આવીશ. કાંઈ અન્ય આજ્ઞા છે?" પાતા મન સમજ્યા કે મહાત્માજી ગાંજો સુકો મંગાવવાના હશે.

"હા, આજ્ઞા એ કે ઘેરથી ચાવલ તૈયાર કરી લાવજો. કહેવાનુ હશે તે ત્યારે કહેવાશે. એક વાત યાદ રાખજો કે કારણ વિના કાર્ય થતાં નથી. તમે અપુત્ર છો, ખરું ને?"

પાતા મનના મનનો સંદેહ રહ્યો સહ્યો ગળી ગયો. તેઓ સમજી ગયા કે મારા ભાગ્યના યોગે મહાત્માજી અહીં પધાર્યા છે. વણમાગે દયાના બારે મેઘ વરસવા લાગ્યા.

પાતા મન રજા લઈ ઊઠ્યા ત્યાં ભેંસોને આવતી જોઈ. પૂંછડા ફંગોળતી ભેંસો મનને જોઈ રણકતી વીંટાઈ વળી. મને પ્રેમથી શરીર પર હાથ ફેરવી આગળ કરી ત્યાં દૂરથી કાનાને આવતો જોયો એટલે ઊભા રહ્યા.

"કાના, આજે કેમ આવવામાં ઢીલ થઈ, બાપ?"

"આપા, સિંહ જોયો. ભયનો માર્યો ઝાડ પર ચડી ગયો. સિંહ આમ ચંદન ડુંગર પર ગયો એટલે બીકનો માર્યો ધીરે ધીરે ચાલતો અહીં સુધી આવ્યો. ભલા આપણા તરફ સિંહ હોતા નથી, ગિરમાંથી આવ્યો હશે?"

પાતા મન સમજી ગયા કે પેલા યોગેન્દ્ર સિંહ સ્વરૂપે ફરવા પધાર્યા હશે. કાને તેમનાં જ દર્શન કર્યા હશે.

"સારું, હવે તો ભો નથી ને ભા?"

"જી ના, આપા! તમારા પુણ્યપ્રતાપે જીવતો આવ્યો. બાકી બીકની શું વાત કરવી? શરીરે પરસેવો વળી ગયો તે મોડો નહિ, કપડાં નિચોવાય તેટલો, હજી કડીયું સુકાયું નથી."

"કાના ! તું બહાદુર માનવી ખરો ને, એટલે આમ થાય !" પાતા મન કાઠીની ભાષામાં બોલ્યા.

"આપા ! હાથમાં તલવાર વિના બીજું હથિયાર નહીં. આજે સાંગ પણ પડી રહી. મા'ળું ભારે થઈ હો આપા !"

કાનો આમ વાતો કરતો કરતો ઘેર આવ્યો. પાતા મન મધ્યાહ્નની શાહ જોતા ડેલીમાં કાવા કસુંબા પીનારના મંડળમાં આવીને બેઠા.

પાતા મન પાળીયાદના વતની અવરતીયા કાઠી હતા. કાઠી સમાજ પ્રથમ સપ્તસિન્ધુના કિનારા પર વસતો ત્યાંથી સિન્ધના નીચેના ભાગમાં જૂથબંધ થઈ આવ્યો અને કચ્છના બહોળા વિસ્તારમાં ફેલાયો. કચ્છ ભૂમિ બહાદુર કાઠી જાતિ માટે નાની પડી એટલે સંવત ૧૪ની આજુબાજુમાં સૌરાષ્ટ્રમાં થોડાં જૂથો ઊતર્યાં. થાન, સૂરજ દેવળની આજુબાજુમાં રહેઠાણ જમાવી સ્થિર થયા.

કાઠી પંચદેવોમાં સૂર્યોપાસક જાતિ છે. તેઓ સૂર્યદેવને પોતાના પૂર્વપુરુષ માને છે. કોઈ કારણસર ધાનરાજ તાબે વાળા રજપૂત પટગીર શાખના કાઠી કન્યા સાથે પરણ્યા તેને ખાચર અને વાળાજી નામે બે પુત્રો થયા અને ત્યાર પછી બીજી પેઢીએ ખુમાનસિંહ નામે પુત્ર થયા. કોઈ ખાચર, ખુમાણ અને વાળા ત્રણ પુત્રો સાથે ગણાવે છે.

ત્રણ પુત્રોની ત્રણ શાખાઓ ચાલી. આ સાખાયત કાઠી કહેવાય છે. બાકીના કચ્છમાંથી આવેલા કાઠીઓ અવરતીયા ગણાય છે. પાતા મન અવરતીયા કાઠી હતા તે ઉપર કહેવાયું છે.

પાતા મન સુખી હતા. બહોળો માલ, ઘરમાં આઈ સુયોગ્ય, આંગણે મે'માનોનાં ઝુંડનાં ઝુંડો આવે અને જાય, પાતા મનની

શિરામણી પંકાતી, આમ તો ત્યારે આરોય સૌગષ્ટ્ર અતિથિને દેવ માની પૂજતો. તેમા ખાસ કરી કાઠી સમાજ મોખરે ગણાતો. કાઠી અને આહીરની પરોણાગત આજ પણ વિશિષ્ટતાપૂર્ણ હોય છે.

પાતા મન આમ સર્વ પ્રકારે સુખી હોવા છતા તેમને આગણે હજુ સુધી બાલક ભગવાન પધાર્યા ન હતા. ઉંમર વધતા ચિંતા વધતી હતી. ડાહ્યા પાતા મન "જેવી સૂરજ દાદાની મરજી" આમ મન મનાવતા

મધ્યાન્હ થયો, સૂર્જ દાદા આભના મધ્ય ભાગમાં આવી પોતાના તેજદાર કિરણોના ભાલા ભોયમાં મોકલવા લાગ્યા. ધરતી આ ઘા સહન કરતા અકળાવા લાગી તેનુ ઉપરનુ પડ બળું બળુ થવા લાગ્યુ. આકરા સ્વભાવના પતિની પત્ની જેવી ધીરજવાન પૃથ્વી અદરની ટાઢકે સહન કરતી હતી.

આવી ધગતી ધરા પર થઈ આપા પાતા મન ડુગર પર દૂધ–સાકર અને ચોખા લઈ આવ્યા, મહાત્માજીની આગળ ધર્યા.

મહાત્માજીએ થોડા ચોખા, સાકર અને દૂધનુ ભોજન કર્યુ. હાથ–મોં ધોઈ સ્વચ્છ થઈ બોલ્યા "તમારે ત્યા ત્રણ પુત્રો થશે. મોટા પુત્રનુ નામ વીસો રાખજો. તેમનુ તમારી શાખા સાથે જોડાઈ વીસામન નામ રહેશે પાતા મન તમારા પુત્ર વિસામન સમર્થ શક્તિધર બનશે. તેમની વચનસિદ્ધતાનો લાભ ઘણા માનવીઓ લેશે. કાઠી સમાજમા તેમનુ સ્થાન ઉચ્ચતર રહેશે જ, પરતુ અન્ય જ્ઞાતિજનો પણ તેમને પૂજશે. પૂર્વ કમાઈથી, આવનાર મહાપુરુષની કીર્તિ દીગંતે ફેલાશે. બીજા બે પુત્રો સામાન્ય રહેશે."

પાતા મન યોગીરાજને પ્રણામ કરી ઘેર આવ્યા. ફરી તપાસ કરતાં યોગીરાજનો પત્તો લાગ્યો નહિ. સિદ્ધરાજ

યોગેશ્વરનાં વચન સાચાં ઠર્યાં. પુત્ર વિનાના સૂના ઘરમાં પારણાં બંધાયાં. આનંદની અવધીના અનુભવો થવા લાગ્યા. પાતા મને મહાત્માજીના વચન પ્રમાણે નવજાત શિશુનું નામ વીસામન પાડયું. સોરઠી ભાષાના ઝોક પ્રમાણે 'ન'નો 'ણ' બની વિસામણ લોકો કહેવા લાગ્યા.

બાલ વિસામણ રાત્રી-દિવસ વૃદ્ધિ પામતા, માતાપિતાને પરમાનંદ આપતા. અવનવી બાલલીલાઓથી પાતા મનનું ઘર ગાજવા લાગ્યું. સમય જતાં વેજે મન અને ડોસા મન નામે બે પુત્રો થયા.

કાઠી સમાજ ઘરથી જ લૂંટફાટ કરવાના વ્યવસાયમાં પડી ગયો હતો. ક્યારે પડ્યો, કેમ પડ્યો, કેવા સંજોગોમાં પડ્યો એનો ખરો જવાબ આજે કોઈથી અપાય તેમ નથી. ગાયો, કે જેને તમામ આર્યજાતિ; પછી તે સભ્ય હોય કે અસભ્ય, ઊચ હોય કે અંત્યજ, પૂજ્ય માને છે. કાઠી સમાજ ગાયો વાળવામાં કશો ય અધર્મ જોતી નહિ. કારણમાં દંતકથાઓ જેવી વાતો કહેવાય છે કે મત્સ્યપ્રદેશમાં વિરાટ રાજવીની ગાયો વાળવા દ્રોણાચાર્યે કાષ્ટમાંથી એક વ્યક્તિ ઉત્પન્ન કરી તેને ગાયો વાળવાનું કામ સોંપ્યું. તેમના વંશધરો કાઠી કહેવાયા અને ગાયો વાળવાનું કામ ગુરુઆદેશે પૂર્વજે કર્યું હતું આમ કહે છે. આમાં બહુ તથ્ય દેખાતું નથી.

પાતા મન તક મળતાં લૂંટફાટ કરતા. પિતાના સંસ્કારો પુત્રોએ ઝીલ્યા. વિસામણના સાથી બની બન્ને ભાઈઓ લૂંટફાટ કરવા લાગ્યા. વિસામણ બહાદૂર જવાન ગણાવા લાગ્યા. તેનું ભાલું કદી નિષ્ફળ જતું નહિ. વિસામણ વીસ વર્ષના થયા. યુવાનીની વસંત પૂરબહારમાં ખીલી ઊઠી. બીજી તરફ પોતાનો વ્યવસાય પણ પૂર્ણ રીતે ચાલવા લાગ્યો.

સવાર, મધ્યાન્હ, સંધ્યા–ગમે ત્યારે લૂંટ કરવા નીકળી પડતા. જે મળે તે લઈ આવી આનંદ માનતા. વિસામણ સાથે તેના થોડા મિત્રો મળતા અને યથેચ્છ મોજ ઉડાવતા. ઇતિહાસ કહે છે કે કાઠી સમાજ લૂંટફાટને માર્ગે ન વળ્યો હોત તો આખોય સૌરાષ્ટ્ર તેની બહાદુરી પર આફ્રીન બની તેમનાં ચરણમા આળોટતો હોત. કાઠી સમાજની ઉન્નતિના મધ્યાહ્નકાળે સૌરાષ્ટ્રમાં એવો કોઈ રાજવી ન હતો કે તેને મ્હાત કરે.

આપા વિસામણના લૂંટફાટના સમયે સોનગઢમાં આપા ગોરખા સિદ્ધ પુરુષ હતા. આપા ગોરખાના પિતાનું નામ જાદરા ભગત. માતા માકબાઈ પ્રસિદ્ધ મોલડીના ભક્ત આપા રતાની પુત્રી. યુવાનીમા આપો જાદરો લૂંટ પર જીવનાર યુવાન હતો. ઘાન પંથકમાં તેની હાક વાગતી. એક વખત આઈ માકબાઈને મારતાં તેઓ તેના પિતાને ત્યાં ગયાં. આપો જાદરો પાછળ ગયા. સસરાએ વચનથી નહિ પણ કરુણાથી પરબોધ્યા. ભમતા સિંહ આવી સાંભળવા બેઠા. આ દશ્યે આપાનાં મન પર ભારે અસર કરી. જમાઈ સસરાના શરણે થયા. આપા રતા ચાનના મેપા કુંભારના શિષ્ય થયા.

હરિગુરુ સંતસેવાના પ્રતાપે આપા જાદરાને સિદ્ધિઓ વરી. તેમણે કાળા ખાચરના દીકરા જન્માંધ આપા દાનાને આંખો આપી મહાપુરુષ બનાવ્યા. આપો ગોરખો આવા સિદ્ધ પિતાના સિદ્ધ પુત્ર હતા.

"આપા ગોરખા" એક સંતે કહ્યું—"આપા જાદરાએ જન્માંધ દાનાને દેખતો કર્યો, તમે ઘરે બેસી રહો તે ઠીક નહિ. સિદ્ધોની સિદ્ધિ પરાયા હિતમાં વપરાય એ જ સિદ્ધિ છે. કંજુસાઈ કરી કોઈના ભલામાં વાપરવી નહિ એ સિદ્ધિ સાચી નથી,"

આપા ગોરખા ફરવા નીકળ્યાં. તેમની નજર પાળીયાદ પર ફરી. પાતા મનના મોટા દીકરા આપો વિસામણ મહાપુરુષ છે, એને ચેતાવવાથી લૂંટનો ધંધો મૂકે તો હજારોનું કલ્યાણ કરે તેમ છે માટે તેમને સમજાવવા જોઈએ આમ મન સાથે દૃઢ નિશ્ચય કરી આપા પાળીયાદ આવ્યા અને એક બોરીઆને ત્યાં ઉતારો કર્યો.

કહેવાય છે કે ગોરખા ભક્તમાં અપૂર્વ સિદ્ધિઓ હતી. વૃદ્ધ નાથ ગેબીનાથ તેમની સાથે સત્સંગ કરવા આવતા. એક-વખત હુક્કાની નેળમાં ફૂંક મારી મોરબીનો ગઢ, થાનમાં રહી પાડ્યો હતો.

"પાળીયાદમાં પાતા મન નામે કાઠી કહે છે તેને કેટલા દીકરાઓ?" આપા ગોરખા ભક્તે ઉતારાવાળા બોરીઆ ભગતને પૂછ્યું.

"ત્રણ. મોટાનું નામ વિસામણ. આમ તો ત્રણે બહાદર તરવરીયા જુવાનો છે; પણ વિસામણ ખૂબ જ બહાદર છે."

"હાલમાં શું કામ કરે છે?" આપાએ આગળ વધી પૂછ્યું.

ઘરધણી હસી પડ્યો અને બોલ્યો : "કાઠીના દીકરા શું કરે? કાઠી સમાજ જે કરે છે તે વીસામણ પણ કરે છે."

"ત્યારે હું પણ કાઠી જ છું ના?" આપા, ગોરખે હસીને કહ્યું.

"તમારી વાત જુદી છે, તમે તો સિદ્ધ છો!"

"ત્યારે આપો વિસામણ પણ સિદ્ધ છે, તેને મારી પાસે તેડી લાવજો-મારે બે શબ્દો કહેવા છે."

આપો વીસામણ ફેરામાંથી, ઘેર આવ્યો ત્યારે બોરીઓ ગોરખા ભકત પાસે તેડી લાવ્યો. સામે આસન પર બેસાડી ગોરખા ભક્ત બોલ્યા :

"આપા વીસામણ, શું આદરી બેઠા છો? તમને લૂંટફાટ, ચોરી, ગાયો વાળવી શોભે છે? માનવજન્મની સાર્થકતા આમાં જ માનો છો?"

વીસામણ શરમાયા. "આપા! "ઘણું જાણું છું કે આ ન કરવાનાં કામો છે; પણ લૂંટ એક પ્રકારનું વ્યસન છે—ચોંટયા પછી ઉખડતું નથી."

"ઉખડે, આપા! ઉખેડવા ધારીએ તો પલમાં ઉખડી જાય. ઉધામાં મૂકી ઠાકરના થાઓ. દેવળવાળાને ગમતું કરશો તો તેને ચાર હાથ છે, સમજ્યા? થોડા સોના માટે થોડા કરતાં યાદ નથી આવતું કે સોનાના ગામનો રાજા સુખી ન હતો? ઠાકરનો ખોળો ખૂંદનાર યાદવો સોનાના ગામમાં જીવી શકયા નંઈ. મારા બાપ! મૂળને વળગો, ડાળીઓની કદાફદ મૂકો. તમારો અવતાર ચોરી–લૂંટ માટે નથી. માનવમાત્રનો અવતાર ઈશ્વરના આરાધ માટે છે, પણ ઘેર ઘેર સમજાવવા જવાતું નથી, અધિકાર પ્રમાણે કહેવાય. તમે ઠાકરના થવાના અધિકારી છો. સંતસેવા, અલખધણી અગમ શાન્તિ આપશે."

આપા વીસામણના હૈયાનાં કમાડ ઉઘડી ગયાં. તે જ ક્ષણે આપા ગોરખાને ચરણે પડ્યા. પિતાએ દ્વાના ખાચરને આંખો આપી, પુત્રે ભક્તિના પ્રતાપે વીસામણને હૃદયની આંખો આપી. આપા વીસામણે જીવનની દિશા બદલી આટઆટલી ચોરી અને લૂંટો કરી છતાં વ્યવહાર ચલાવવા પૂરતું ઘરમાં સાધન ન હતું. તેમણે ગુરુ ગોરખા તરફ જોયું. આપાના મનની વાત કળી ભક્ત આપા ગોરખા બોલ્યા : "જાઓ ખસ્તા અને ખડોળ વચ્ચે ભાવસાર મળશે. તેની પાસે ૩૦૦ રૂપિયા છે. તે લાવો. એક ગધેડાવાળો રાવળ મળશે, તેના પર અનાજની ગુણીઓ ભરી છે. પાલીયાદ લાવો, હવે પછી ફેરા કરશો નહિ."

આપા વીસામણ ખસ્તા ગયા. ભક્તરાજના કહેવા પ્રમાણે બધું ય મળ્યું.

આપા વીસામણના હૃદયમાં હજુ જોઈએ તેવી ચોટ લાગી ન હતી. રાત્રીએ સુતાં સુતાં વિચાર આવ્યો કે, છૈડામાં એક કાઠીની ઘોડી ઊંચી ઓલાદની છે, તેને લાવી પછી ધંધો બંધ કરવો.

આપા રાતે છૈડા ગયા અને ઘોડી લીધી, બહાર કાઢી માથે ચડવા જતાં ઘોડી પડી અને ત્યાંની ત્યાં જ મરી ગઈ. આપા ભોંઠા પડ્યા—પસ્તાયા. પાળીયાદ આવ્યા. હજુ આપા ગોરખા પાળીયાદ જ હતા.

સવારે વીસામણને બોલાવી કહ્યું : "આપા, ટેવ ગઈ નહિ ને? બિચારા ગરીબ કાઠીની ઘોડી મારી આવ્યા ને?"

ભ્રાન્તિ મટી તે જ ક્ષણે જીવનની દિશા બદલાઈ. લૂંટારો વીસામણ ભક્ત વીસામણ બની રહ્યા.

પાળીયાદને તીર્થભૂમિ બનાવનાર આપા વીસામણે માનવીઓનાં દુઃખો ચોરવાનો વ્યવસાય આરંભ્યો. એક ભવ્ય દેવાલય બંધાવી સીતા, રામ, લક્ષ્મણની પ્રતિમા પધરાવી સદાવ્રત ચાલુ કરી સંતસેવામાં લાગી ગયા. अन्नदानात् पर नास्ति આ સૂત્ર સાચું પડ્યું. રોજબરોજ માનતાઓ આવવા લાગી. અનેક દીન, હીન, કંગાલોને રોટી મળતી, ઉઘાડાંને વસ્ત્રો મળતાં અને રોગીઓ રોગમુક્ત થતા.

આ બધો પ્રતાપ, આ રૂડી સિદ્ધિઓ આપામાં સંતસેવાના પ્રતાપે આવી. એક વખતનો લુંટારો આપો વીસામણ સંતોનો

દાસાનુદાસ બનતાં સિદ્ધરાજ બની ગયો. આપાના પડ્યા બોલ સાચા થવા લાગ્યા. વિશ્વમાં સંત–ચરણરજ અને આશીર્વાદથી વધીને સિદ્ધિપ્રદ વસ્તુની હસ્તિ નથી. ભગવાનને નચાવનાર, અવતાર લેવડાવનાર સંતો સિદ્ધિઓને નચાવે. ભક્તોને બક્ષિસ આપે, એ તેમના માટે કોઈ મોટી વાત નથી.

સંસારનાં જન્મમરણની બેડી તોડવા આવેલા સંતો જાતે સિદ્ધિઓનો ઉપયોગ કરતા નથી. તેઓ ત્રણ ગુણો અને સિદ્ધિઓને તુચ્છ માને છે. તે સર્વને ભક્તજનોમાં અર્પી સંત-સેવાના પ્રવાહને તેમના દ્વારા વહેતો રાખે છે.

સંતસેવા અને સદાવ્રત આપતાં બચેલું દ્રવ્ય પોતાના ગુરુ આપા ગોરખાને ત્યાં સોનગઢ લાવી ચરણમાં ધરી દીનભાવે સ્વીકારવા વિનંતી કરી.

કહેવાય છે કે આપા ગોરખાએ તમામ દ્રવ્ય સંતો, અભ્યાગતોમાં વાપરી લેખે લગાડયું.

આપા વીસામણ ભક્તને પુત્રો નઈ હતા. એક નાથીબા નામે પુત્રી હતી. એક દિવસ પુત્રીએ પિતાને પ્રાર્થના કરી કે, "બાપુ ! મને આપણી એક ભેંસ ખૂબ જ ગમે છે. પણ તે એક આંખે આંધળી છે, તેને બન્ને આંખે દેખતી નહિ કરી આપો ?" પુત્રીની ભાવના સમજી આપાએ ભેંસની બ.ને આંખો પૂર્વવત્ બનાવી.

એક વખત ચલાળાના ભક્ત આપો દાનો પાળીયાદ મેમાન હતા. સંતમંડળ ભજનમાં મસ્ત હતું. ત્યાં આવી કોઈ સેવકે ખબર આપ્યા કે જસદણથી ચેલા ખાચર આપને મળવા આવે છે.

જસદણ દરબારને બેસવા આસન તયાર કરાવ્યુ તેવામાં આલણ દાનેશ્વરીના પિતા ચેલા ખાચર આવી પહોંચ્યા. ચેલા ખાચર પોતાના સમયના ઉદાર રાજવી હતા.

"દરબાર સાહેબ, આજ તો પાળીયાદના ઠાકર હૈયે ચડી આવ્યા."

"ભગત! સહુ કામ પડે ત્યારે આવે છે. રાજ પર જપ્તી આવી છે. ઠાકરને મારા વતી કહે કે ઉપાધિ મટાડે."

આપો હસી પડ્યા ને બોલ્યા : "દરબાર! તમારી પેઠે મારો ઠાકર પણ રાજભાગ લે છે!"

"ઠાકર કહેશે તે સેવા સ્ટેટ કરશે, તમે પ્રાર્થના કરવાનું વચન આપો."

આપાએ કહ્યું, "આજથી ત્રીજે દિવસે જપ્તી ઊઠી જાય તો માનવું કે ઠાકરે તમારી વ્હાર કરી છે."

ચેલા ખાચર ગયા. બરાબર ત્રીજે દિવસે રાજ્ય પરથી જપ્તી ઉઠી ગઈ. ચેલા ખાચરે પાળીયાદના ઠાકરની રૂડી સેવા કરી.

દેશમાં અંધાધુંધી પ્રવર્તતી હોય ત્યારે ગરીબોના કલ્યાણ માટે શ્રીસંતો પાસેથી દ્રવ્ય લેવા ભગવાન આવા પ્રસંગો ઉપસ્થિત કરી દાનના પ્રવાહોમાં મંદતા આવવા દેતા નથી. અઢાર અને ઓગણીસમી સદીના તમામ ભક્તો ચમત્કાર–પરચાના બળથી જ સ્થાનોનો વહેવાર ચલાવી ગયાનાં પ્રમાણો મળે છે. આ પરથી વિચારકો તારવે છે કે યોગ્ય પાત્રોમાં સિદ્ધિઓ મૂકી ભગવાને ગરીબ સૌરાષ્ટ્રવાસીઓની વ્હાર કરી તેનાં અન્ન-વસ્ત્રોનાં દુઃખો મટાડ્યાં. આ બન્ને સૈકાના ભક્તના

જીવનની મહત્તા એટલે પરચા, દયા, દીનતા, સેવાભાવ, ત્યાગ-વિરાગ, સંતસેવા—આ બધુંય પરચાની પરંપરા પાસે ગૌણ બની જાય છે.

આવા વીસામણે અનેકનાં કામો કર્યાં. પોતાને પુત્ર ન હતો, માત્ર એક પુત્રી હતાં. તેમના લગ્ન છતર ગામે કરવામાં આવ્યાં હતાં. પોતાની પાછળ પોતાના ભાણેજને સ્થાન સોંપી આપ ભગવત્-શરણને પ્રાપ્ત થયા.

આજે પાળીયાદના સ્થાન પર લક્ષ્મણ ભગતના વંશજ ઉન્ડાબીજા નામે ભક્ત ગાદી પર છે. સ્થાન રૂડી રીતે ચાલે છે.



## મહાત્મા પર્વતદાસ

"નરસી! સંધ્યાના ઓળા અવની પર ઉતરવા લાગ્યા. ભગવાન અંશુમાલી ક્યારના ય પોતાની પ્રિયતમા પશ્ચિમ દિશાના નિકુંજવનમાં પેસી ગયા, છતાં ગામનો પત્તો જ નથી!" કાકા-ભત્રીજા દ્વારકાની યાત્રાએ જતાં થાકેલા પર્વતદાસે નરસીરામને કહ્યું.

"કાકા! વૃક્ષ પરનાં પક્ષીઓ નવા ચંદ્રરાજનાં ગુણગાનો ગાતાં કલરવ કરી રહ્યાં છે, ખેતરોમાંથી ધૂળ વચ્ચે ઢંકાયેલા શ્રમજીવીઓ પોતાના ચિર સાથી પશુઓ સાથે ગામ તરફ વળી રહ્યાં છે. ગામ નજીક હોવા સંભવ છે." નરસીરામે થાકેલા કાકાને ઉત્સાહ આપતાં કહ્યું.

"નરસી! થાક તો ખરે જ ખૂબ લાગ્યો છે, પરંતુ એથી વધુ ભૂખ જાગી છે. આજે આખો ય દિવસ ફાકામસ્તીમાં કાઢવો પડ્યો છે."

આમ વાતો કરતા નરસીરામ અને પરબત મહેતા છેક અંધારું થતાં એક નેસ પાસે આવી પહોંચ્યા.

નેસ નાનો છતાં રમણીય હતો. ગાયો દોવાતી હતી. તાંબડીયાંનાં ગાજતાં તળીયાંના મીઠા નાદે આખું ય વાતાવરણ

મધુર દીસતું હતું. આહીરાણીઓની વાછરૂ વાળવાની મીઠી મૂંઝવણ, આહીર જુવાનના પડકાર, બાળકોના કિલ્લોલથી નેસ સર્વાંગે સુંદર લાગતો હતો.

બન્ને નાગરો એક ફળીમા ગયા ત્યાં બેચાર આયરાણીઓ વચ્ચે એક આહીર ગાયો દોવરાવતો ઘૂમતો હતો. તેણે બન્નેને સત્કાર્યા :

"આવો ભાઈ, કયાંથી આવો છો ?" આહીરે પૂછયું.

"જૂનાગઢ, માગરોલથી આવીએ છીએ, ભૂખ ખૂબ જ લાગી છે. રાતવાસો પણ કરવો પડશે."

"આનંદથી રહો. યાત્રાએ જાઓ છો ?" આહીરે હસીને પૂછયું.

"જી હા, દ્વારકાનાથનાં દર્શને જઈએ છીએ." પર્વત મહેતા બોલ્યા.

"ધીમે કાશી ધીમે ગંગ, જો હોયે અપનાં મન ચંગ."

આહીર હસીને બોલ્યો : "નાગરો, કહેવાય છે કે શિવને જ માને છે; તમે આ રવાડે કયાંથી ચડ્યા ?"

થાક–ભૂખથી થાકેલા પર્વતદાસને આહીરની આ ટકોર આકરી લાગી.

"મનમનનાં કારણ છે ભાઈ! રામ–રહીમાન એક છે તો શિવ–વિષ્ણુ પણ એક હોય ને ?"

આટલા વખતમાં આહીરાણીએ ખાટલા ઢાળી ઉપર ધડકલાં પાથરી બેસવાનું તૈયાર કરી આપ્યું. બન્ને તેના પર બેઠા.

"અમારું જમશો કે હાથે બનાવી લેશો, નવયુવાન ?" આહીરાણી સહજ હસી બોલી.

નરસીરામની નજર આહીરાણી પર ઠરી, અને ધીમેથી કહ્યું : "તમારા હાથનું જમવામાં મને હરકત નથી. આહીરનાં ઘર ઉજળાં ગણાય. વળી તમે તો તમો જ." આમ કહેતાં જોરથી હસી પડ્યા.

"અલ્યા મૂર્ખા, નાગરનો દીકરો થઈ આહીરના ઘરનું જમીશ ?" કાકાએ ટકોર કરી.

"હા કાકા, અવશ્ય જમીશ. હું ભેદભાવમાં માનતો નથી. તમે રાંધતા હો તો રાંધો."

"ભાઈ ! થાકમાં ઊઠવાની શક્તિ જ કોને છે ?" કાકાએ પોતે નહિ રાંધે એમ જણાવતાં આહીરે ત્રાંબડી ભરી દૂધ લાવી પરબત મહેતાને પાયું. નરસીરામે આહીરની ઓસરીમાં બેસી દૂધ અને ભરડા ઢાલ જેવા લીલાછમ રોટલા પર હાથ માર્યો. કાકા વિસ્મય પામ્યા.

"વટલ્યો રે ઓલો નાગર નરસૈયો,
એણે એંઠું આહીરનું ખાધું રે,
જે અમૃત શિવ-બ્રહ્માને ન મળે,
તે નરસીને લાધ્યું રે.........."

આમ ગાતો ગાતો ખાટલા પર આવીને બેઠો. ગુસ્સામાં ને ગુસ્સામાં કાકા રાતભર કશું યે બોલ્યા વિના જ સૂઈ રહ્યા. ઉષાનાં અમૃત અવનીમાં ઢોળાય તે પહેલાં જ મહેતા જાગ્યા અને નરસીને જગાડીને નેસ મૂકી આગળ ચાલતા થયા.

"હત્ મા'ળા વટલેલા ! તળાજાના દેવધર મહેતાના વંશનાએ ઊઠી આહીરના ઘરનું ખાધું ?" પરબત મહેતાએ માર્ગે થોડે દૂર જતાં મૌન છોડી નરસીરામને અવગણ્યા.

"મનમનના ડાગણો છે કાકા આહીર, આહીગણીયુ, જોયા, કેવા ભલા? કેવા ભાવિક, આપણને જોતા અષાઢી મોગ્લાની પેઠે નાચતા હતા ને? આવા ભાવને તુચ્છકારી શકાય જ કેમ?"

"વાત તો સાચી નગ્ગી! પણ આપણે નાગર, પગયા ઘરનુ ખવાય?" કાકા બોલ્યા

"નાગરપણા ભાવતા પ્રવાહને ખાળતા હોય તો મૂકવા જોઈએ કાકા

તમામ મોટાઈના મધ્યબિન્દુ જેવા જાતિમાનને ભક્તિ ડગારે તજના જોઈએ દેહ, ગેહ, જાતિ, પાહિત્ય, બુદ્ધિમાની–આ બધા ભક્તિ માર્ગના ડટકો છે વિકારી દ્રધ ક્ષણે ક્ષણે ખાટા થતા જાય છે, ઠીક વિકાગી મનની એ જ દશા માનવી.

જાતિ પાંતી બધી વ્યર્થ પગ્માણવી.
દેહના દેવને નિત્ય જોવો;
હું વડો, હું વડો, જાત મારી વડી,
મોહ એ, ક્રોહ એ માની ખોવો.

કાકા શુ મીઠાશ! રોટી તો ઘણી ખાધી, પરંતુ એ આહીરરાણીના હાથની મીઠાશ તો વાહ રે વાહ!" આમ કહેતા નરમીગમ જોરથી હમી પડ્યા "તમે જમ્યા નહિ ને! એટલે સ્વાદની શી ખબગ પડે?'

"હું નાગરનો દીકરો છુ, નગ્ગીરામ! તુ તો સાવ ગયેલો માનવી છે, આહીગ્ના ઘગ્નુ ખાધુ તો ખાધુ, પણ જુવાન! આહીગ સાથે એક ભાણામા? ગજબ કર્યો, નાગગ જાણે તો?"

"કાકા પાછળ નજગ કરી જુવો જોઈએ?" નગ્મીગમે કહ્યુ.

પરબત મહેતે સિંહાવલોકન કર્યું સાવ સપાટ ભૂમિ, તેમનુ નામનિશાન ન મળે! ખિસિયાણા પડી ગયા અને

પૂછ્યું : "નરસીરામ! ત્યારે આપણે જોયું, જાણ્યુ અને રાત્રી ગુજારી એ શું?"

"કાકા! કેશવે કરુણા કરી આપણી ભૂખ ભાંગી, થાક ઉતાર્યો. હું આવતાં જ જાણી ગયો હતો કે આ નંદના ઘરમાં આનંદ ભરનાર આહીરરાજ છે. ભવનો થાક ઉતારનાર વદન-દર્શને જીવની ભૂખ મટાડી પરમ તૃપ્તિ આપનારના ઘરમાં આવ્યાં છીએ."

"નરસીરામ! હું કેમ જાણી શક્યો નહિ કે અનંત આનંદમૂર્તિ અવિનાશી આહીરના નેહે નેહ વરસાવી રહ્યા છે?"

"ક્યાંથી સમજાય કાકા? તમે નાગરપણાના મોહમાં ઊંઘતા હતા. નિજી મોટપ માનવીઓના પતનનું કારણ બને છે. હાથ આવેલા અમૃતને ઢાળી નાખે છે. માટે જ એ આહીરરાજ ભાખી ગયો છે કે :

सर्व धर्मान परित्यज मामेकं शरणं व्रज"

તે જ ક્ષણે પસ્તાવાના પુનિત જળે ન્હાતા પર્વત મહેતાને હરિભક્તિની સાચી સમજ પડી. નરસીરામનાં શબ્દની ચોટે ઘાયલ થયા. નાગરતા ભૂલી નટનાગરના નેહમાં મસ્ત બન્યા. તે જ ક્ષણે નિર્ણય કર્યો કે એક વખત યા અનંત વખત લાગે તેની ગણના નહિ કરતાં મદનમોહનને મેળવીને જ જંપવું.

દ્વારકાની યાત્રાએ મહાયાત્રાના માર્ગો બતાવ્યા. આહીરના દૂધે દિલ સાફ કર્યું. નરસીરામ ભત્રીજા છતાં કાકાના ગુરુપદે બિરાજ્યા. સંકલ્પસિદ્ધિ અર્થે નાગરે નિર્ણય બાંધ્યા. અને ઊંચા સ્વરે ઉચરવા લાગ્યા :

'વટલ્યો રે વટલ્યો નાગર નરસૈયો,
એણે એંઠું આહીરનું ખાધું રે!'

દ્વારકા પહોંચ્યા. ગોમતીસ્નાન કરી રણછોડરાયનાં ચરણમાં જાતિ, દેહ, ઘર, સંપત્તિ અને સ્વના ભાવનાં સમર્પણો કર્યાં. નરસીરામે કાકાના અંતરના ભાવો કળી જયનાદે જગત-મંદિરને ગજાવ્યું. પુજારીઓએ મંગળ આરતી ઉતારી. નરસીરામે કાકાના સર્વત્યાગની પ્રશંસા કરી. મંગળ માર્ગના પથિકને સ્નેહે નવડાવ્યા.

( ૨ )

પર્વત મહેતાના પૂર્વજો મૂળ તળાજાના. ત્યાંના વાળા રાજા એભલ પહેલાનાં વખતથી કારભારું કરતા. બરછીના સમર્થ ઉપાસકો હોવાથી સારાય સૌરાષ્ટ્રમાં તેમની નામના હતી. એભલવાળાએ ૧૮૦૦ કન્યાઓનાં દાન આપ્યાં. બ્રાહ્મણો દક્ષિણા માટે રીસાયાં. રાજ છોડી જતાં રહ્યા. તેને મનાવી ફરી વસાવવામાં મહેતાના પૂર્વજોનો જબ્બર સાથ વાળા રાજાને હતો. વાળા દાતાર રાજવી થયા. સોઈ નેહડીના પતિનું આરોગ્ય પાછું અપાવવા દીકરાનું બલિદાન આપનાર સૌરાષ્ટ્રમાં એભલ એક જ નીકળ્યો. આજ પણ કવિ વર્ગ લોકસાહિત્યના નામે એભલને બિરદાવતાં બોલે છે :

શિરનો સોંપણહાર કે વાઢણહાર વખાણીએ ?

એભલને દાનની દિક્ષા બતાવનાર બહાદુર–નાગરો હતા.

એભલ ત્રીજાનાં પુત્રી કુંતાદેવીનાં લગ્ન જૂનાણાના રા'માંડલીક સાથે થતાં નરસીરામના પિતાજી કારભારી થઈ સાથે આવ્યા. સ્થિર થયા એટલે પોતાના નાના ભાઈને બોલાવી માંગરોલમાં રાખ્યા. માંગરોલ ત્યારે વાજા ઠાકોરોના કબજામાં હતું. પર્વત મહેતાના પિતાજીએ મંગલપુર–માંગરોલની શાખ વધારી કાળગતિને પામ્યા.

નરસીરામ અને પર્વત મહેતા આમ તો કાકા ભત્રીજાના સંબંધે જોડાયેલા હતા, પરંતુ સમવયસ્ક હોવાથી બન્ને વચ્ચે સખ્યતા હતી. નરસીરામ વૈષ્ણવતાના રંગમાં રંગાયા. આ રંગ પર્વત મહેતાને ચડ્યો પણ ખૂબ પાકો ચડ્યો, ફરી ન ઊતરે એવો ચડ્યો. જેમ—

પડી પટોળે ભાત, ફાટ પણ ફીટે નહિ.

રંગીલા નરસીરામે કાકાને નેસડામાં નટનાગરનાં દર્શન કરાવવા ધાર્યું. સમય પાક્યો ન હતો. જાતિઅભિમાને ઘેર્યા. ભક્તની પૂર્વ અવસ્થા આવી જ હોય છે. તેમનાથી તે સમજાયું નહિ કે સર્જન, વિસર્જન કરનાર ત્રિગુણે-ત્રિમૂર્તિ ભાસતા અખંડ મંડળના આરાધ્ય દેવ સગુણ સબલ બ્રહ્મ દ્વારકેશ આહીર બની અજ્ઞાને અટવાતા અધિકારીઓનો હાથ પકડવા આવ્યા છે. ઘણી વાર અનુચિત જાતિઅભિમાન માનવીઓને અમૃતથી વંચિત રાખે છે.

પ્રસ્તુત પ્રસંગ પછી પર્વત મહેતાએ વીણાપાણિ દેવર્ષિના ભાવે દર છ માસે તુલસી વાવી દ્વારકેશનાં દર્શને જવાનાં આકરાં નીમ લીધાં. તેના હૃદયમાંથી નેસડે પ્રભુપ્રસાદની અવગણના કરી તે ડંખ જતો ન હતો. સજળ નયને વારંવાર કહેતા : "નાથ ! આપના અપ્રતિહત માયાવેગે ખેંચાયેલો પર્વત ભૂલ્યો. ભગવન્ ! મહા પ્રસાદની અવહેલના કરી અવસર ગુમાવ્યો. હવે સ્વાતિ ક્યારે આવે અને આ ચાતકની પ્યાસ બુઝાવે ! પર્વત પીછેહઠ નહિ કરે. નાગર છું, કૃતનિશ્ચયી સોરઠી છું. कृपाधन कार्य साधयामि वा देहापातयामि !"

પર્વતની ધ્રુવ ધારણાએ ધરાધર હસતા અને હૃદયમાં તેના ભક્તિભાવને સુદૃઢ કરતા.

વરસ પર વરસ વીતવા લાગ્યાં. યુવાનો સૂર્ય પશ્ચિમ તરફ ઊતરવા લાગ્યો. શરીરે કરચલીઓ પડતાં લોકો કહેવા

લાગ્યા : "મહેતા ! હવે હદ થાય છે. બારમા સૈકામાં બોડાણો અને પંદરમાં તમે એવી જ ટેક રાખી રહ્યા છો. તમને ધન્ય છે. હવે જીવનસંધ્યા બહુ દૂર નથી. ઓળાઓ પથરાતા જાય છે, માટે હવે અહીં રહીને જ ભગવાન રણછોડરાયના નામનું સ્મરણ કરતા રહો !"

ત્યારે કોઈ નાગર બોલી ઊઠ્યો કે, "મહેતા બોડાણાનો બીજો અવતાર છે. નાગરી નાતના તારણહાર બનશે. ભગવાન મંગલપુરમા પધારે નહિ ત્યાં સુધી મે'તાથી ટેક મૂકાય જ નહિ." આમ કહી હાંસી ઉડાવતા મહેતા હર્ષ શોકના વેગથી પર હતા. તેમને માટે શ્રેયસ પ્રેયસ, હેય કે ઉપાદેય કશું જ ન હતું. તેમની તમામ વૃત્તિઓ ભગવતદર્શનના ધ્રુવ તારલા તરફ મંડાઈ રહી હતી. તેમનો નિશ્ચય અફર હતો. આમ સમય સાથે ઝઝૂમતા અડસઠમું વર્ષ બેઠું. શરીર સાવ થાકી ગયુ, દમના વ્યાધિએ મજબૂત પકડ જમાવી, ખાંસી કહે મારું કામ. આંખોનું તેજ ઓસરવા લાગ્યું. એમનાથી આખા દિવસમાં માંડ માંડ ત્રણ ગાઉ ચાલી શકાય. રાત્રીએ અંગે અંગ કળતાં રહે, ખાવું ભાવે નહિ, ભાવે તો પચે નહિ. દાંત પડી ગયા. છેલ્લો દાંત પડ્યો. મે'તા હસી પડ્યા અને દાંતને હાથમાં લઈ બોલ્યા :

"પ્રગળ દુધ તને પીવડાવ્યાં, મહી પાયાં મથી.
ઢાંક્યાં હાડ હારે હાલશે, નાગા તને લાજે નથી !"

હવે તો શરીર દ્વારકાના પંથે પડવા ના કહેતું હતું, છતાં મહેતાનો નિશ્ચય અફર જ રહ્યો. તેમનો અટલ સિદ્ધાન્ત હતો કે મરવું તો મનમોહનના નગરના માર્ગે જ મરવું.

અડસઠમા વર્ષના અંતભાગમાં મહેતા દ્વારકાને પંથે પડ્યા. હાથમાં લાકડી, થરથરતું કલેવર, દમથી ઢીલા પડેલા અવયવો. મધ્યાન્હ કાળે મંગળપુરથી માંડ માંડ ત્રણેક ગાઉ આવી શક્યા.

તાપ કહે મારું કામ. ધરણી પર ચોતરફથી અંગાર વરસવા લાગ્યા. પ્રાણી માત્ર ધીરજ મૂકી ઝાડ પર કે તળે આવી ગોઠવાઈ ગયાં. મહેતા પત્નીને રેબઝેબ નાના શા વડના તળે આવી બેઠા. શીળી છાયાના આશ્રયે થોડી શાન્તિ વળી. અંગેઅંગ થાકથી લોથપોથ થઈ ગયાં હતાં. લાકડીના ટેકાથી પણ ઊઠવાની ત્રેવડ રહી નહિ.

"હે રણછોડ!" કહી પગ લંબાવી સૂતા. સદ્‌ભાગ્યે વડ તળે મહેતા વિના કોઈ જ ન હતું. જેવા સૂતા તેવી ગાઢ નિદ્રા આવી ગઈ.

થોડી વારે મંગળપુરનો એક સંઘ નીકળ્યો, તેમણે જોયું કે મહેતા સૂતા છે. તેમને જગાડી સાથે લેવાની કોઈની ય હિંમત ચાલી નહિ. સહુને દેખાયું કે હઠીલા પર્વત મહેતા પર્વત જેવા ભાવે સ્થિર રહેશે. શરીર કામ આપશે નહિ, આપણે પણ વખત નકામો બગાડવો પડશે. આમ માની મહેતાને જગાડ્યા વિના ચૂપચાપ ચાલતા થયા. મહેતાજી સૂતા જ રહ્યા.

મહેતાજીની સ્થિતિ અવિનાશીના ધ્યાન બહાર ન હતી. દયાધન દામોદર દેવના દિલથી દયાનો સ્રોત વહેવા લાગ્યો. તેમને લાગ્યું કે, પર્વતે હદ કરી છે. તેનાથી આ દેહે હવે દ્વારકા આવી શકાશે નહિ. તેનો દેહ પડી જશે તો લોકોને કહેવાનું મળશે કે, નકામો આંટા ખાઈ અધવચ મૂઓ. જ્યારે લોકો મને 'ભક્તવત્સલ' કહી બોલાવે છે ત્યારે મારે મારી ભક્તવત્સલતા બતાવવી જ જોઈએ. પર્વત મારો બન્યો, મારે વિશ્વાસે જીવન સમર્પ્યું, માટેથી તેના ભાવની ઉપેક્ષા ન શકાય નહિ.

મારે આધારે રહે, આજ ગુણ જે ગાય.
મનુષ્ય મજૂરી આપનાં, ફર્યે કેમ ફરાય?

ભગવાન પર્વત મે'તાના હૃદયે પ્રગટ્યા. ભક્ત પરમાનંદ રસસાગરમાં ડુબી ગયા. અચિંત્ય પ્રકાશ અનુભવ્યો, અદ્દભૂત રૂપ જોયું, જાણ્યું કે જગતને જોગવનારો ભક્તની ભાવનાના પૂરમાં ખેંચાતો આવ્યો. ભગવાને ભક્તને નવજીવન, નવપ્રેરણા પ્રદાન કરી. થોડી વારે હૃદયમાં દેખાતાં રૂપ સંકેલાયાં. ભક્ત એબાકળા જાગી ઊઠ્યા. "નાથ ! નાથ !! ક્યાં ગયા ? પર્વતના હૃદયનેત્રના પ્રમેય ! ફરી અપ્રમેયત્વ શાને ગ્રહ્યું ?" ત્યાં અવાજ સંભળાયો :

"પર્વત ! ઘરે જા ! તારા વૃદ્ધ શરીરથી આગળ વધી શકાશે નહિ. હું તારે ત્યાં ગોમતી સાથે એક માસ પછી આવીશ. નાગરોની વાણી સાચી કરીશ. મારી પ્રતિક્ષા કરજે. તારા ઘરમાં રહેલી વાવમાં પ્રગટ થઈશ !"

ભક્તરાજ ચોતરફ જોવા લાગ્યા. કોણ બોલ્યું ? કોઈ જ નથી. ત્યારે શું થાકેલા દેહે ખળવો પોકાર્યો ? ના, ના, અનાથના નાથને દયા આવી, બૂઢ્ઢાની નાવડી તારવા નરહરિએ મંગળ નગરમાં પધારવા વચન આપ્યું. થોડી વાર પ્રેમાશ્રુ ટપકાવતા મૌન પાળી રહ્યા, ફરી આત્મગત બોલ્યા : "શો ભરોસો કે ભગવાન પધારે ? મને ભ્રાન્તિ તો થતી નથી ને ? ઘડપણમાં અનેક ભ્રમણાઓ જાગે, તેવું તો આ નહિ હોય ને ?"

ફરી અવાજ થયો : "પર્વત, દીવનો એક માનવી દિવ્ય સિંહાસનની ભેટ કરવા આ માસની શરૂમાં સપ્તાહ વીતતાં આવે તો મારા શબ્દો પર વધુ દૃઢ રહેજે. જનતાને મારા પ્રાગટ્યનાં વધામણાં પહોંચાડજે. ત્યાં સુધી મૌનભાવે સમયની પ્રતિક્ષા કરતો રહેજે."

ભગવત્‌વાણી સત્ય પ્રમાણી, પર્વત મહેતા માંગરોળ પાછા આવ્યા.

( ૩ )

પર્વત મહેતા હાર્યા રહ્યા, વાર્યા ન રહ્યા. આખરે ટેક મૂકી દ્વારકા જવા નીકળ્યા અને તેજ દિવસે સાંજરે પાછા આવ્યા.

કોઈ કહેતું : "ભાઈ, તેમણે ઘણું કર્યું. આટલી ઉંમરે ચાલીને જવાની હિંમત કરી એ જ તેમની ભાવનાના વેગનો પરિચય આપે છે."

માંગરોળમાં હાટડી નામે એક સ્થાન હતું, જ્યાં ગામમાં તદ્દન નવરાશ ભોગવતા નાગરો બેસતા અને ગામગપાટા હાંકતા. બીજે દિવસે વૃદ્ધ મહેતા ત્યાંથી નીકળ્યા. નાગરોએ ભાવભર્યા અવાજે મહેતાની મશ્કરી ઉડાવવા બોલાવ્યા. સરલ હ્રદયના સાધુપુરુષ ભક્તરાજ નાગરોની નટખટતા જાણતા છતાં ગયા અને આપેલા આસન પર બેઠા.

"કાકા આજુફેરે તો ભારી હિંમત કરી એક રાતમાં જ દ્વારકેશનાં દર્શન કરી આવી ગયા!" મર્મમાં જ મે'તાની મશ્કરીનો આરંભ કર્યો.

બીજો નાગર બોલ્યો : "આ તો વૈકુંઠનાથના પરમ ભક્ત છે, ગરૂડ આવ્યો હશે પછી દૂરપણું ક્યાં રહ્યું ? તેડી ગયા હશે. શ્રીજી સાથે જમી ભક્તરાજ મંગળપુર પધાર્યા. ભગવાનના લાડીલા છે. ભાઈ! એમના ભાગ્યની ભવ્યતા ભલભલા ભક્તોના ભાગ્યને મ્હાત કરે તેમ છે."

ત્રીજો નાગર બોલ્યો : "મને તો લાગે છે કે પાંખો આવી હશે. વૃદ્ધ ગૃદ્ધરાજની પેઠે આ નાગરરાજ ઊડી દ્વારકા પહોંચ્યા હશે. કેમ કાકા ખરું નાં?"

પર્વત મહેતા નાગર હતા નાગરી ભાષામા ન સમજે તેવા ગમાર ન હતા જાણતા છતા જગત રીસ ચડી નહિ કારણ કે આપ જાણતા હતા કે—

જાકે જીતની બુદ્ધિ હૈ ઉતના કહત બતાય.
વા કા બૂરા ન માનીએ. લેન કહા વો જાય?

"ભાઈઓ! આપ લોકો ફાવે તેવી કલ્પના કરો, ગરીબ નવાજ ગિરિધારી ધારે તે કરી શકે છે"

"માઠુ લગાડશો નહિ મહેતા, અમે તો જાણવા સહજ પ્રશ્ન કર્યો છે" એક નાગર બોલ્યો

ત્યા બાજુમા બેઠેલ, બીજો નાગર બોલી ઊઠ્યો "માઠુ લગાડે તે ભકત ગણાય નહિ, હરિજન સાગર મનના જોઈએ કેમ મહેતા?"

"હા ભાઈ, હરિની દયા હોય તો થવાય, બાકી મન ચચળ છે" મહેતાએ ટુકો જવાબ આપ્યો

"માફ કરજો પર્વતરાય, તમે ભક્ત માણસ રહ્યા, એટલે કહેવાય છે ભકિતમા ઠીક રસ પડે છે ને?"

"હા ભાઈ!" ખૂબ જ શાન્તિથી ભક્તરાજે જવાબ આપ્યો

'સાથે થોડુ કર્મકાન્ડ કરતા હો તો? આપ નાગર છો, નાગરે ભકિતના ધુમાડિયામા પડી ગૂગળાવુ જોઈએ નહિ, નાગરો જ્ઞાનમાર્ગી છે, જ્ઞાન વિના મોક્ષ નથી મહેતા, બગદની જેમ ફોગ ખાવા મૂકવા હું તો પ્રથમથી જ કહેતો આવ્યો છુ" એક વયોવૃદ્ધ નાગરે કહ્યુ

"પ્રથમરાયજી! આપનુ કહેવુ ખરુ છે કર્મથી અતકરણની શુદ્ધિ અવશ્ય થાય છે, અથવા સકામ કરવાથી સ્વર્ગ પ્રાપ્ત

કરાવે. અંતે તેનું ફળ નાશવાન હોવાથી क्षीणपुण्ये मृत्युलोके એ ન્યાયે હતા ત્યાંના ત્યાં રહેવાય છે. જ્ઞાનમાર્ગ કષ્ટસાધ્ય છે. પ્રથમ તો કહેવું ગહન છે, કદાચ કહેતાં આવડે તો આચરણમાં ઉતારવું એ એનાથી ય ગહનતમ છે. આથી ભક્તિમાર્ગ સરલ છે, રસમય છે, ભાવમય હોવાથી વધુ અનુકૂળ આવે તેવો છે; ભક્તિ આત્મનિવેદ દ્વારા ભગવાનની કૃપા મેળવી લે છે. ભક્તિમાર્ગનુ મધ્યબિન્દુ આનંદ છે. સર્વેશ્વરના સત્ચિત્ત સ્વરૂપની અપેક્ષાએ આનંદ સ્વરૂપની સાવ સમીપ ભક્ત રહે છે. ભક્તિમાર્ગ સાધકને સાધનાકાળમાં મધ્યભાગમાં અને અંતભાગમાં પણ આનંદ આપે છે. સિદ્ધિઓ સાંપડે છે, દેહભાન ભૂલાતાં પરમાનંદની પ્રાપ્તિ સહજ થાય છે. આ જ કારણે ભક્તિમાર્ગ જ્ઞાન-કર્મમાર્ગથી શ્રેષ્ઠ મનાય છે."

"કાકા, તમો ખૂબ જ ઊંડી ઊંડી વાતો પર ચઢી ગયા!" એક જુવાન નાગર બોલ્યો : "મૂળ વાત રહી ગઈ, દ્વારકા ગયા હતા કે અધવચથી પાછા ફર્યા? અને ફર્યા તો શા કારણે એ સમજાવશો?"

પરાઈ વાતોમાં જ નિરંતર રસ ધરાવતો હાટડીનો નાગર-સમાજ મહેતાનો જવાબ સાંભળવા એકતાર બન્યો અને વાત સાંભળી તેમાંથી મહેતાની ઠઠ્ઠા કરવાની નવી તરકીબો ગોતી બુદ્ધિને નચાવવાના વિચારો સેવવા લાગ્યો.

ભક્તરાજ બોલ્યા : "મંગળપુરથી માત્ર ત્રણ જ ગાઉ જતાં ભક્તવત્સલ ભગવાને તેમના સેવકને આજ્ઞા કરી કે, 'તું ઘેર જા, એક માસમાં હું દ્વારકાથી તારે ત્યાં મંગળ વિગ્રહ ધારણ કરીને આવું છું. હવે તારે ત્યાં આવવાની આવશ્યકતા નથી.' ભગવાનની આજ્ઞા માની પાછો આવ્યો. મને વિશ્વાસ છે કે પ્રભુ વચન પાળશે. માસ દિવસ વીતતાં વાવમાંથી પધારશે."

“વાહ ભક્તરાજ! તમારા પ્રતાપે મંગળપુર યાત્રાનું ધામ બની રહેશે, નાગરો ભાગ્યશાળી થશે!”

ભગતે રજા લીધી. નાગરી નટખટ જ્ઞાતિ આવી વાતો માને ખરી? હસી પડ્યા. કોઈ બોલ્યુ: “સાઠે બુદ્ધિ નાઠી તે આનુ નામ! બિચારાથી ઘડપણને અંગે ચલાતું નથી, એટલે આવો બુટ્ટો ઉઠાવ્યો.” કોઈ કહે: “મને તો લાગે છે કે મગજ બગડી ગયુ છે ભાઈ! નહિતર આવો પ્રપંચ સૂઝે જ કેમ? ભગવાનની પ્રતિમા પૂજાય, ભાવ રાખી ધૂપ દીપ, નૈવેદ્યો ધરાવાય, લોકહીતાર્થે જવું જોઇએ, માનવું જોઈએ એ વાત માનવાયોગ્ય છે, પરંતુ ભગવાન બોલે, આજ્ઞા કરે, દિવ્ય વિગ્રહ રૂપ ધરી આવે-આ બધું દિવાનાપણું છે. બિચારા ડોસાના દિમાગની દશા દયા ખાવા લાયક છે.”

વાતોને પાંખો આવી. મંગલપુરના ખૂણેખૂણામાં ફરી વળી. આસ્તિક વર્ગો દિવસ ગણવા લાગ્યા, મશ્કરાઓ જ્યારે ભક્તરાજ મળે ત્યારે: “કાં ભક્તરાજ, પ્રભુ કયે દહાડે પધારવાના છે?” આમ બોલવાનું ચૂકતા નહિ. ભક્ત જતા કે પાછળ હસી પડતા.

પર્વત મહેતા દિવસો ગણતા. એક, બે, ત્રણ આમ સાતમા દિવસના અંશુમાલી મંગળપુર પર પ્રકાશનાં સોનેરી કીરણો વેરતા પ્રાચિ દિશામાં ઉદય પામ્યા. સુખી લોકો અષ્ટ ગંડુચ કરી સર્કરા, કેશર, પ્રવાલાદિક ધાતુમિશ્રિત દુગ્ધપાન કરી લટાર મારવા નીકળી પડ્યા.

“અહીં પર્વતદાસ નામે ભક્તનું ઘર છે તે કયાં હશે!” એક સલાટે મહેતાજીની પોળના નાકે આવી પૂછ્યું.

સલાટના હાથમાં સુંદર સિંહાસન હતું.

“આપ ક્યાંથી આવો છો?” કોઈએ પૂછ્યું

"હું દીવથી આવું છું, ભગવાન દ્વારકાધીશ શરદની રાત્રીએ ચોકમાં પધારે છે ત્યારે તેમને બિરાજવા અથાગ શ્રમ વેઠી તસુ તસુમાં કળા પાથરી આ સિંહાસન તૈયાર કર્યું છે."

"વાહ, સિંહાસન મઝેનું છે!" જોનારે કહ્યું.

સલાટ અને ઘર બતાવનાર બન્ને વાતો કરતા હતા ત્યાં પોળના બે-પાંચ ભાઈઓ આવી ગયા. તેઓ પણ સિંહાસન જોઈ રાજી થયા. અને સલાટની વાતમાં રસ પડવાથી સાંભળવા ઊભા રહ્યા.

"તમે દ્વારકાધિશ શ્રી. રણછોડરાય મહારાજની ગોદમાં ઠાકોર માટે આ સિંહાસન બનાવ્યું ત્યારે અહીં શા માટે લાવ્યા?" કોઈએ પ્રશ્ન કર્યો. સલાટ બોલ્યો : "આ પ્રસંગ જરા વિષમ છે. તમોને કદાચ ન યે સમજાય, સમજાય તો યે તે માનવા મન ના કહે. તમે મારી વાત સાંભળી માની જ લો તેવો મારો આગ્રહ નથી. આટલી પ્રસ્તાવના કરી સલાટ કહેવા લાગ્યો :

"મારું નામ વાસુદેવ. હું દીવનો પથ્થરની પ્રતિમા બનાવનાર કુશળ કલાકાર છું. મારી આંગળીઓ પર વળગી ટાંકણુંઓ અનેક પથ્થરો પર નાચી નાચી અદ્દભુત પ્રતિમાઓનું સર્જન કરી ગયાં છે. મારું નામ ભારતમાં પ્રસિદ્ધ છે. હું ડભોઈનો કિલ્લો બાંધનાર અને ગુર્જરેશ્વરની આકરી શિક્ષા ભોગવનાર હીરાલાલ કલાસમ્રાટનો વંશજ છું."

"તેઓ તો સુથાર હતા ને?" કોઈ બોલ્યું.

"નહિ, તેઓ સોમપરા સલાટ હતા. આજે ઈતિહાસના સર્જનમાં ગલતીઓ થઈ રહી છે તેવી આ એક ગલતી છે." વાસુદેવે કહ્યું.

"વારુ તમારી વાત આગળ ચલાવો." સાંભળનારે કહ્યું. બીજાઓને પણ સાંભળવા જિજ્ઞાસા વધી.

"સિંહાસન દ્વારકા ભેટ ધરવા હું અમારે ત્યાંથી માંડવી બંદર જતા એક માલના વહાણમાં દીવથી બેઠો. અમારું વહાણ દીવથી ચાલ્યું ત્યારે સાગરદેવ શાંત હતા. હવા ખુશનુમા હતી. સહુ મીઠે રાગે સંગીત આલાપતા પ્રકૃતિની સુંદરતા જોતાં મઝા લૂંટતા હતા. વહાણ અમને પોતાની પીઠ પર ચડાવી પોતાની તીવ્ર ગતિએ આગળ જતું હતું. ખારવાઓને પવન એકધારો હોવાથી સઢ ફેરવવાનુ ન હોવાથી અમારા મંડળમાં આવી બેઠા. મધરાત્રી સુધી અમારો આનંદ ચાલ્યો પછી સહુ આડે પડ્યા. તેવામાં મને મારા કાન પર અવાજ અથડાયો : "વાસુદેવ, હું દ્વારકાથી દિવ્ય વિગ્રહ ધરી મંગલપુર મારા ભક્ત પર્વતદાસને ત્યાં આવવાનો છું, તારું સિંહાસન ત્યાં જ સ્વીકારીશ. તારે દ્વારકા આવવાની જરૂર નથી. મંગલપુર જા અને પર્વતદાસને સિંહાસન આપ."

અશરીરી વાણી પર મને ઈતબાર આવ્યો નહિ. છતાં મેં મારા સાથેના ભાઈઓને મને આમ સંભળાયું તે જણાવ્યું. સહુએ એકમતે કહ્યું, 'તને ભ્રાન્તિ થઈ છે. અમે તો કશું ય સાંભળ્યું નથી,' મને પણ તેમજ લાગ્યુ."

"હં...પછી શું થયું ?" પેલાએ પૂછ્યું,

"ભાઈ! ભગવાનની ખુદની ઈચ્છા સિંહાસન માંગરોલ રાખવાની હોય તો હું કે નાવિક શું કરીએ ? સવાર થતાં પવન બદલાયો, તોફાન ઊપડ્યું. ડુંગર જેવડાં મોજાઓમાં અમારું વહાણ ચકકર ખાવા લાગ્યુ. નાવિકે અપાર મહેનત કરી, શઢ સંકેલાયો, ધામણ નીચે પડી, કૂવાથંભ કચડ કચડ બોલવા લાગ્યો. મોરાનો ભાગ આડો ડોલવા લાગ્યો. સહુને થયું :

આજે જળસમાધિનો અવસર આવ્યો. નાવિકે લંગર નાખ્યું. પવનની એક આકરી ઝીંક લાગતાં લંગરનો દોર તૂટ્યો, વહાણ લંગર જતાં ચકકર ફરવા લાગ્યું. નાવિકે જાણ્યું : આજ કુદરત રૂઠી છે. અમારા સહુના કાન પર કાળની ખંજરી દશે દિશાઓ-માંથી સંભળાવા લાગી.

અમારું વહાણ આખરે સીધે માર્ગે ચઢી ગયું. અને એક બંદર પર આવ્યું નાવિકે વહાણ સંભાળ્યું, શઠ ચડી ગયો. સાગર પ્રશાન્ત થતો જણાયો. અમારા સહુના જીવમાં જીવ આવ્યો. હજારો ફેણ પછાડતા શેષનાગ જેવો સાગર ડાહ્યો ડમરો બની ગયો. અમો સહુ બંદરે આવ્યા.

"અરે આ તો માંગરોળ આવ્યું !" નાવિક બોલ્યો. મને સિંહાસન આપવાની આજ્ઞા યાદ આવી. હું સિંહાસન સાથે નીચે ઊતર્યો અને આત્મગત બોલ્યો :

મન જાણે મેં કરું કરતલ બીજો કોય,
આદર્યાં અધવચ રહે, હરિ કરે સો હોય!

અત્યારે જ બંદરથી આવી રહ્યો છું. કૃપા કરી પર્વતદાસ મહાત્માનું ઘર બતાવશો ?"

લોકોએ આગળ ચાલી ભકતરાજ પર્વત મહેતાનું ઘર બતાવ્યું

મહેતા પણ આજે સાતમો દિવસ હોવાથી રાહ જોતા હતા. ત્યાં જ વાસુદેવને સિંહાસન સાથે આવતો જોઈ દોડીને ભેટી પડ્યા. આંખોમાંથી પ્રેમાશ્રુઓ ટપકવા લાગ્યાં. તેમનાથી બોલી જવાયું કે, "ધન્ય નાથ! આખરે બિરુદ સંભાળી દાસની સંભાળ લીધી ખરી!

પડા રહે દરબારમેં, ધક્કા ધનીકા ખાય,
દો દિન લહર સમુદ્રકી, રત્નરાશિ દે જાય!"

સિંહાસન આવ્યું જાણી નાગરો વિસ્મય પામ્યા. સિંહાસન લાવનાર વાસુદેવે પોતાની માર્ગકથા અને પ્રભુઆજ્ઞા સહુને ફરી સંભળાવી. નાગરો ભક્તના ચરણમાં નમ્યાં. વાજતે ગાજતે સિંહાસન સાથે વાસુદેવ સલાટનાં સામૈયાં કર્યાં.

(૪)

આટલા દિવસ ભક્ત એકલા જ પ્રભુઆગમનની રાહ જોતા હતા, સિંહાસન આવતાં આખુંય મંગળપુર પ્રભુ પધારવાના સમયની પ્રતિક્ષા કરવા લાગ્યું. એકેક દિવસ વરસ જેટલો લાંબો જણાવા લાગ્યો.

પર્વતદાસને દિવાના, બુદ્ધિહીન માનનારો વર્ગ પ્રતિક્ષા કરનાર વર્ગ સાથે મળી શ્રદ્ધાળુ બન્યો. છતાં સાવ પરવો તો નહોતો જ. ભક્તની જાણ બહાર આ વાત ન હતી. ધીર, વીર પર્વતદાસ જાણતા હતા કે દિવસ ઊગશે ત્યારે કોઈથી અંધારું છે તેમ કહેવાશે નહિ. શ્રીહરિ જ્યારે પધારવાના જ છે, પછી મારે શંકાશીલોની શંકા નિવારવા નકામો વાણીનો વ્યય શા માટે કરવો? આ તો હાથકંકણ જેવી વાત છે. આમાં પ્રમાણુની જરૂર જ નથી.

.. લોકો જે સમયની રાહ જોઈ રહ્યા હતા તે દિવસ આવી પહોંચ્યો. સહુ શ્રીપતિનાં દર્શન કરવા અર્થે ભક્તના આંગણામાં આવવા લાગ્યા. ઘર મૂકી કદી પણ બહાર નહિ જનાર વ્યક્તિ પણ ઘરમાં રહી શકી નહિ.

સહુ વાવના કિનારે ગયા. ત્યાં અંદરથી પાણીને ઉછળતું જોયું. જયનાદોએ દિશાઓ ગાજવા લાગી. ભક્ત કુમકુમ, અક્ષત, દુર્વા, દધી, સર્કરા, ધૂપ, નૈવેદ્યો સાથે પગથીઆં પર ઊભા રહ્યા. પાણી ઉભરાતાં છેક છેલ્લે પગથીએ પાણીમાં સાગરના મચ્છો ફરકતા જણાવા લાગ્યા.

નાગરા અને નાગરાતર ચરણામૃત લીધાં. વારંવાર જયનાદો થવા લાગ્યા. ભક્તરાજે કારકેશની માનીતી મહારાણી ગોમતીમાં દુગ્ધ પધરાવ્યું, અક્ષત્ કુમ કુમનાં છાંટણાં નાખી સ્વાગત કર્યું.

વાસુદેવ વસ્ત્રો સાથે પાણીમાં પડ્યો. એનું અનુકરણ કરી થોડા અન્ય યુવાનો પણ પડ્યા. પર્વતદાસજી સહુથી, છેલ્લે પાણીમાં પડ્યા. ભક્તનાં ચરણસ્પર્શે પાણી નીચે ઉતરવા લાગ્યું. પર્વતદાસની પાછળ પાછળ નાગરો ઊતરવા લાગ્યા.

છેક છેલ્લે પગથીએ જતાં સહુ સાંભળે તેમ અવાજ થયો: નક્કર પથ્થરનું પગથીયુ ફાટી ગયુ. વાસુદેવ આગળ અને ભક્તરાજ પાછળ હતા. વાવમાં આવનાર વર્ગની છાતી અવાજ સાંભળી ધડકવા લાગી. પર્વતદાસ અને વાસુદેવે ફાટેલા પથ્થર વચ્ચે શ્રી. રણછોડરાયના દિવ્ય વિગ્રહનાં દર્શન કર્યાં. મહેતા હર્ષાવેશે નાચવા લાગ્યા તેમના મોમાંથી શબ્દો નીકળતા હતા :

આવ્યા, આવ્યા રે લક્ષ્મીવર લટકાળા,
મારે મન ભાવ્યા રે, મોહન મોરલીવાળા;
પૂરેપુરા પીછાણ્યા રે દીનાનાથ દયાળા,
કરુણાળુ કહાવ્યા રે છૂટી જગજંજાળ, આવ્યા.

દિવ્ય વિગ્રહને હાથમાં લઈ ભક્તરાજ બહાર આવ્યા. જનતા જનાર્દનના દર્શનાર્થે પડાપડી કરવા લાગી. શ્રીજીનાં દિવ્ય વિગ્રહનાં દર્શન થતાં જ ભ્રાન્તિના અંધકાર ઊડી ગયા. સહુનાં હૃદયમાં સુપ્રભાતનાં ઉષા આગમનનાં તેજ પથરાયાં. આસ્તિકની મંગળ કામના પૂરી થઈ. બિચારા નિત્ય પ્રતિ કહેતા હતા કે—

सत्यं परं धिमहि धियोयोनः प्रचोदयात

ભક્તરાજે પ્રભુ વિગ્રહને દીવથી આવેલ સિંહાસન પર પધરાવી મંગળ આરતી કરી, મૂર્તિપૂજક સમાજને જણાવ્યું કે, "એથી પ્રભુ વિગ્રહની પ્રાણપ્રતિષ્ઠા કરવી પડતી નથી."

પરમ ભાગવત વૈષ્ણવ પર્વતદાસની મનોકામના ભગવાને પૂર્ણ કરી.

આજે માંગરોળમાં પ્રસ્તુત પ્રતિમા બિરાજે છે. ગોમતીવાવ નગર–મશહુર વાવ છે. દર વરસે નાગર ગૃહસ્થો ગ્રામ્ય જનતાની સાથે રહી ભગવાનની પ્રતિમાનો પાટોત્સવ કરે છે ત્યારે સર્વ પ્રથમ ભગવાનને આ વાવમાં સ્નાન કરાવવામાં આવે છે. લેખક એક વર્ષના પાટોત્સવમાં હાજર હતો.



## દેહા ભગત

શિયાળાનો મીઠો તડકો લેતા પાનાચંદ શેઠ ગોમટામાં પોતાની દુકાને બેઠા હતા. ગામડાંનાં લોકો વહેલી સવારે માલ લેવા મોડા નીકળે, આથી ઘરાકી ન હતી, રડયુંખડયું કોઈ આવતું તો મોટો વખતો આપતો. ગામમાં પાના શેઠ ધનવાન ગણાતા. ઝાઝી મૂડી તો ન હતી.

શેઠ ઘેર ભેંસો, ગાયો રાખતા. નિરણનો ભાર ગોમટાનાં ખેડૂતો પર રહેતો. વખતો અલગારી હતો પણ શેઠનો દીકરો, કોણ કડવું કહે?

આભમાં સૂરજ આગળ વધતાં રાતરાણીનાં જેમ કયારનાય નિવારી રહ્યા હતા. પાદરમાં પશુઓ વાગોળતાં, ઊભાં, બેઠાં પૂછડાં ફંગોળતા આનંદ બતાવતાં હતાં.

આ વખતે દેહો ભગત પાના શેઠની દુકાને આવ્યા. "આવો ભગત! આજ તો તમે વે'લા વે'લા!" પાનાચંદ શેઠે દેહા ભગતને મીઠો આવકાર આપી સામે બેસાડયા.

"કો,' આજ તો તમારા મોડા પગ?" શેઠે આવવાનું કારણ પૂછતાં મીઠાશ વધારી.

"પાના શેઠ!" દેહો ભગત બોલ્યા "આજ તો એમ થયુ કે પાના શેઠને મળી આવું. થોડું ઠાકરનું કામ છે, કરશો?"

"ઘણી ખુશીથી, એમાં શું; આ ઘર ઠાકરનું જ છે. હં... બોલો શું કામ છે?" શેઠે વાત કઢાવવા ફૂણપ બતાવી.

પાના શેઠના જવાબે ભગતને આશા બંધાણી. તે બોલ્યાઃ "શેઠ! ઠાકરની મરજી ટુકંલ કરવાની છે. ઘરમાં કાંઈ જ નથી. તમો તો પીઠ છો. જાણો જ કે ભગતુંના વે'વાર તો ઠાકર એમ જ હાંકે છે. કયારેક હોય તો કયારેક ન પણ હોય."

"હા, ભઈ હા, ખરા ભગતને એમ જ હોય." શેઠ વચ્ચે વાતમાં રસ પૂરતા બોલ્યા.

"જો રૂ. ૫૦૦,નો માલ આપો તો કંકોત્રી લખાય. ટુકડામાં રામટકો આવવાનો તે પરબારો તમને પૂગાડીશ. તમારે આઠ-દશ દા'ડા ધીરવાનુ છે. રામટકો ઓછો આવે તો મારાં ઘર છે તે લખી આપીશ. બાકી આટલું કામ કર્યે છૂટકો છે. ભંડારીની ભાવના છે કે જીવતાં મરતાં ઠાકરના આંગણે સંતો-ભકતોને પોંખીએ અને ગજા સંપત પ્રમાણે મીઠો પરસાદ લેવરાવીએ."

પાના શેઠે મનમાં ગણતરી કરી કે, ચારસોના માલે આઠ દિવસમાં પાંચસો થવાના. ભગતને રામટકો પણ આવશે. નહિતર ઘર તો છે જ, ધંધો ખોટો નથી. ગામમાં બીજી કોઈ દુકાન ધીરે તેમ નથી. ભાર વધશે તો જોયું જશે. કે'વા દેને હા. શેઠ બોલ્યા :

"ભગત! ખુશીથી તમો ૫૦૦, સાતસોનો માલ લઈ જજો: મોકળા મને મેળો કરો, ઠાકર બે દી મોડા આપશે તોય લેખે છે, મુંઝાશો નહિ."

"હં....મારો બાપ! એમ જ જોઈએ" ભગતે કહ્યું. "તમારા રૂપિયા મેળો ઉકલે કે બીજે દીવસે આપીશ. મારા બાપ ઠાકર કોઈનું રાખતા નથી, એને ભરૂંસે કામ આદરું છું.

ધીંગો ધણી વટ જાવા દેશે નહીં. ખલકનો ખાવિંદ સું જેવા રાંકના પર રોબ પડવા આલશે નહીં. ત્યારે હવે જાઉં ?"

"હા જાઓ ભગત ! સો મણની તળાઈમાં સૂતા સમજો. લખો કંકોત્રી અને કરો હિલ્લોળ. સંતો, ભગતોની રજથી ગોમટાને ભાગ્યશાળી બનાવો. ટાણે માલ તોળી જજો." ''

ભગતે જાણ્યું : ઠાકરે સેવકનું કામ ઉકેલ્યું. વિશ્વાસ સાથે ઊઠ્યા અને નેહડામાં ગયા.

દેહા ભગત નાતે રબારી હતા. તેમના બાપદાદા સુખી ગણાતા. નાનો-મોટો માલ આંગણે ઉભરાતો. થોડી ધીરધાર કરતા. રબારીમાં ઊંચી શાખ ગણાતી. વડવાળાના મંદિરે વરસમાં બેચાર વખત જતા, અને ઠીક ઠીક ટેલ ઊંબરે મૂકતા. દેહા ભગત પર બાપના સંસ્કાર પડ્યા. સંપૂર્ણ ભક્ત બન્યા. ઘેર મધીબાઈ આવ્યાં તે પણ ભક્ત. આવ્યાંને આદર, અન્ન અને આસન હોંશથી આપતાં. બીજે બીજે ભજનની ઝૂક જામતી. સાધુસંતોના ઉતારા કાયમ રહેતા. દેહા ભગતના બાપના અવસાન પછી માલની જોઈએ તેવી સંભાળ રહી નહીં. સંતસેવામાં કાયમ રહેનાર દેહા ભગતનો માલ ધીમે ધીમે ઓછો થવા લાગ્યો, દેહા ભગતે જાણ્યું : ઠાકરની મરજી. લેણાં હશે તેટલાં રહેશે. દશેક વર્ષે તમામ માલ ખીલે ખાંપે થઈ ગયો.

ભગતે માન્યું, "ભલું થયું, ભાંગી જંજાળ." ભગત ભજનો મીઠાં ગાતા. મધરાત સુધી દરરોજ ભજનો તો ખરાં જ. નેહડાના રબારીઓ ભગતના વ્યવહારની ચિંતા કરતા. નાનું ઠાકરમંદિર કરી આપ્યું, તેમાં નાની મૂર્તિ પધરાવી ભગત ધૂપ-દાવો કરતા. વિશ્વાસુ પતિ-પત્નીને ઠાકરમાં તમામ જ્ઞાન સમાઈ જતું. ભજનો વેદમંત્રો, સાખીશબ્દો, પુરાણો અને આવ્યા અભ્યાગતોને જમાડવામાં યજ્ઞો મનાતા હતા. સાધુઓના પગનાં ચરણામૃત લેવાતાં, એ ભગતનાં મને મહાવ્રતો. જે દિવસે દશવીસ

સતો પધારે તે દી દેહા ભગતના ઘરમા દિવાળીના પર્વો ઉજવાય તેવો આનંદ છવાતો. નેહડામા મધીબાઈ જાય આટો–દાળ લાવી સતોને પોખે. સતોને દેહાના ઘરની સૂકી રોટીમા અમૃતના સ્વાદો આવતા. ભગવાન રામ ને શબરીના આશ્રમનુ દૃશ્ય સર્જાતુ, પતિ–પત્ની સતો જોતા અષાઢી મેહુલો ગાજતા મોરલાઓ ગળાની સાકળના ત્રણ ત્રણ કટકાઓ કરતા સામે દોડી ટહૂકે–નાચે તેમ નાચતા, સતો તેમનુ સર્વસ્વ હતુ. સતોને જમતા જોઈ આખોમા હર્ષના આસુડા આવતા. શ્રાવણની વાદળી વિખૂટી પડી, આભમા એકલી દોડે તેમ મધીબાઈ સતોને પીરસવા વારવાર દોડતી. આમ આનદની હેલી મચતી

ઘરમા કશુ ય ન હતુ, પણ શારના વિશ્વાસે વ્યવહારના વહાણ સપાટાબધ વિના શઢ ચઢાવ્યે હાલતા ભગતદંપતી કાશી, ગયા, બદરીકેદાર, રામેશ્વર ને જગન્નાથ સતચરણમા માનતા તેમના ગળામાથી સતો આવતા જોઈ શબ્દો નીકળતા કે–

'અડસઠ તીરથ સંતને ચરણે, ગગા. જમુના, રેવા.'

( ૨ )

"ભડારી ! શેઠ ખોટો નીવડ્યો !" બહારથી ઓટલા પર બેસતા ભગત બોલ્યા

મધીબાઈ ભડારમાથી બહાર આવ્યા અને બોલ્યા · "શુ કર્યુ ! પાનો શેઠ માલ આપવા ના કીયે છે ? '

"હા, હુ અત્યારે માલ તોળવા ગયો હતો તયે બોલ્યો, ભગત, વખતો ના કહે છે, માગથી માલ અપાશે નહિ, તમ તમારે બીજે ગમે ત્યા જોગ કરી લેજો "

"હાય હાય ! ભારે ભૂડી થઈ ! હવે ક્યા જોગ કરવો ? કંકોત્રી લખાઈ ગઈ દિવસ ટૂકા રી'યા, મે'માનો, સતોઅભ્યા ગતો આવશે એને મો શું દેખાડીશુ ? ખૂટલ, ખરે ટાણે બોલ્યો,

તચે વેણ દાટતા શુ થાતુ હતુ ! ગમે ત્યા ઘોડા ફગ્ત ભગત !
આ તો વગર વાદળે વીજળી ત્રાટકી " મધીબાઈ રડી પડ્યા

"હશે, ઠાકરની જેવી મરજી, આપણી લાજ એના હાથમા છે ખાવિંદને ખલનો ખટકો છે આપણી બેની થોડી જ વાત છે, ગોવિંદો ગમતુ કરશે મે'રામને માચખોટ માવમ છે, ભડારી! પાનાએ દગો ખરી વેળાયે દીધો એટલો વસવસો રહી ગયો "

'ભગત !" ભડારી નજીક આવી ઓટલા પર પગ રેકવી બોલ્યા 'માવનારનુ શુ કરવુ ? એને થોડીજ ખબર છે ક ભગતના પર પાના શેઠે વિતાડી છે !" ત્રણ દિવસ આડા છે પ્રવમથી પાનાએ ના કડી હોત તો ટૂકડોજ રગત નહિ "

"હવે વલોપાત નકામો છે ભડારી ! ઘરમા કાઈ છે ? હોય તો લાવો, છે લો ઉપાય અજમાવીએ !" ભગત કાઈક નિશ્ચય પર આવી બોલ્યા

'એક રૂપિયો છે, કાલે મારી બેનનો ભાણો દરશને આવ્યા હતો એણે ઠાકરને પાયે મૂકયો છે "

'અરે રગ રહી ગયો ને ? લાવ તયે !"

ભડારી ઘરમા ગયા અને રૂપિયો લાવી દેહાના હાથમા મૂકતા કહ્યુ "પણ કા'તો ખરા ! શુ કરશો ?"

'અફીણ લાવીશ અને ઘોળી પી ઠાકરના ઊબરે સૂઈ જૈશ બીજો મારગ જ નથી આપ મૂવા પછી ફૂલ ગઈ દુનિયા " પછી ઠાકર જાણે અને ઠાકરના કામ જાણે ટુકડો કરવો હોય તો કરે નહીં તો તેની મરજી, બાકી હવે જીવાય તેમ તો નથી '

"વિચાર તો ઠાવકા કર્યો પણ ભગત ! મારો વા'લો એનાની લાજ નહિ રાખે ? આટલા દિવસો સત સેવ્યા, એના નામે ઉજાગરા વેઠ્યા, ગળાફાટ ગુણ ગાયા, એના કાજ બદલા નઈ? શાસ્રો ક'છે 'ભગતુની ભીડે ભગવાન આવે છે ' એ શુ ખોટ ?" મધીએ પોતાનો વિશ્વાસ વ્યકત કર્યો

"આવડી કમાણી આપણી નથી આપણી ભક્તિ કેવી આપણી મતનવા કેટલી, આપણો વિશ્વાસ કેવો, નોયના દાને વિમાન મગાવવા જેવી તારી વાત છે, જેની વહારે વનમાળી આવે એની કમાણી મોટી, એની ભક્તિ જબ્બર"

ભગત રૂપિયો લઈ બજારમા અફીણ લેવા ગયા એમના માટે પાના શેઠના પ્રતાપે બીજો માર્ગ જ ન હતો

ભગતના ગયા પછી મધીબાઈ એ.વી એકલી લવવા લાગી "મારા ખાવિંદ! ખોટ ખાવા બેઠા! તારા થયા. લોકલાજ મૂકી, ભવના મારગો ભલી તારી સામે ડગલા ભર્યા, ભોમના ભાર ઉતારનાર! અમે તારે હૈયે આવતા નથી? અમે તો મરશુ, મોટા માલધારીના ઘરમા બે જીવ મરે તોય શુ અને જનમે તોય શુ? પણ લગતુ કહેશે કે દેહો અને તેની ભરાડી ભૂડી ભાત મૂઆ અમારી કમાણી ટૂકી હશે, પણ ધણી માર, તારી દયા નાની નથી, તારુ મન હેમાળા જેવુ—ગરવુ ગૂઢ, ન પગાય એવડુ મોટુ છે સતો નતનત આગણામાં આવી આરાધના કરતા કહે છે કે, 'મે'ગમ રાનાથનો નાથ છે'. ભલે અમે નગુણા હશુ, નવત્ હશુ, મરવાનુ કહીશ તો મરશુ પણ એમા તારી શોભા નથી"

આમ વિચારમા ને વિવારમા કેટલો સમય ગયો એનુ ભાન રહ્યુ નહિ ભગતે આવી અવાજ કર્યો, ત્યારે જ બાહ્ય મનના આવી ભગત સામે જોઈ બોલી

'લાવ્યા! ધણીના દરબારમા જાવાનુ ઓસડ?"

"હા ભરાડી! લાવો તાનળી ઘોળીને સાબદાઈયુ કરીયે, આવવુ છે ને?'

"હા, હા, એમા વળી પૂછવાનુ શુ હોય! પરણુવા પાટલે બેઠી તે'રની સાથીદાર બની છુ, તમને ધણીના દરબારમા એ.લા મૂ.ાય! જોડુ હારેજ ધણીના જુવાર કરવા જશુ,

અને નમણું લેતાં શોભી ઊઠશું." સહજ મલકાતે મોંયે, જરાય ક્ષોભ વિના મધી ઘરમાં ગઈ અને કાંસાની ઝગમગતી તાંસળી લાવી ભગતના હાથમાં મૂકી.

દેહાએ પાણી સાથે અફીણ ઘૂંટી કસુંબો તૈયાર કર્યો. ઠાકરના સિંહાસન પાસે બન્ને આવી સામે બેસી ગયાં.

"જય ઠાકર! ભેળે રે'જે. મોત સુધારજે, મારા નાથ!" કહી ભગતે તાંસળી ઉપાડી મોંએ માંડી.

"પે'લા મને પીવા દ્યો ભગત!" હાથ પકડી મધી બોલી. "હું વે'લી પહોંચી ઘરવાળી વાટ જોતી ઊભી રહેતાં રૂડી લાગીશ. તમે પાછળ આવજો." કહી હાથમાંથી તાંસળી ઝૂંટવી લીધી.

"ટુકડો કરવાનું પરિયાણ મેં કર્યું, પાના શેઠને ભરૂંસે હું રી'યો, તારો વાંક શું? મને પ્રથમ પીવા દે." આમ બન્નેમાં રકઝક થવા લાગી, ત્યાં સાગના કમાડ વિનાના આળીયામાં કાળો સાપ જોવામાં આવ્યો, ભગતે મધીને કહ્યું : "જોયું, શેષનાગ આપણી ભીડ ભાંગવા માટે નાથે મોકલ્યા! લે ત્યારે અફીણ તું પી જા. અને હું શેષનાગને ઝાલું છું. એક જ ડંખે પાર! ધણીએ કેવો તાલ ગોઠવ્યો?"

આમ કહી દેહા ભગતે ઊઠી સાપને હાથમાં ઉપાડી લીધો. મધીબાઈના હાથમાં તાંસળી એમની એમ રહી ગઈ.

હાથ અડકતાં સાપ સોનાનો હાર બની ગયો. પતિ-પત્ની સાથે જ બોલી ઊઠ્યાં: "વાહ ઠાકર વાહ! ભેળે આવ્યો ખરો! ભંડારી! *અફીણ પીવા દેવાની ઠાકરની મરજી નથી. લે ઢોળી નાંખ,* આ હાર લઈ પાના શેઠની દુકાને જાઉં છું અને એના ઉપર માલ લાવું છું. હાર ખાસ્સો શેર સોનાનો જૂના ઘાટનો છે, વ્હાલે વેળાસર બાંય ઝાલી. ભગતીના ડૂલતાં વહાણ તાર્યાં: આપણાં ખાતાં ખોલાયાં. હરિના હૈયામાં ગરીબી વસી ગઈ. લે. ઊઠ, ઊભી થા, મોતના ઠેકાણે ધણીએ મા'લવાનાં ટાણાં આપ્યાં."

ભગત ઊઠી પાના શે ની દુ ાને આવ્યા ભ ડારી અફીણ ઢોળી તાસળી માજવા બેઠ

"કેમ આવ્યા ભગત! તમુને ના ઠી ને ? મારો વખતો આડો ફાટયો? માગથી માલ અપાશે નહિ ખોટુ લગાડશો મા, ઈ તો જુવાન ની ગે ગણાય એની આન લેપાય નઈ તમાગ નાણા ખોટા નથી પણ આજનો વખત એવો છે, ઘગડાએ જુવાનથી ચેતીને ેવુ પડે ે બાકી તમાગ પૈસા સોનાની ભીંતમા હતા સાચી વાત, દુ ાનમા એટલો માલ પણ નથી વખતો માઠુ ડે છે આજ ાલ ગોડળમા ય ગે હા વિના કોઈ લીંગ્રિ તાણતુ નથી ામારે વેપારીઓને પણ માથામા પાઘડી અને પાઘડીમા માથુ, આમ વર્તવુ પ ે" દેહા ભગતને ફરી આવેલા જાણી વાણીઆશાહી ભાષામા પાનાચદ શેઠે આગાઉથી બ વ બાંધ્યો

"પાના શે !" ભગત નજીક આવી બોલ્યા "હુ ઉધાર માલ લેવા નથી આવ્યો, ધારણાગત હાર લાવ્યો છુ જુવો આ હાર, ગખી લો ાને માલ આપો મેળો વીત્યે રોકડા આપી હાર છોડાવી લેવાશે તટશે તો હારમાથી કાપી લેજો, સમજ્યા! બાકી વખત ભગાઈ ગયો છે હવે માલ વિના ચાલે તેમ નથી"

આમ ઠી દેહા ભગતે હાર શેઠના હાથમા મૂક્યો હાર કીમતી હતો, આના પર હજાર રૂપિયાનો માલ આપવામા હરકત ન હતી ઘડીભર પાના શેઠ ભગત સા તરફ તાકી રહ્યા કે આની પાસે આવો હાર ક્યાથી? બીજી જ ઘડીએ વિચાર આવ્યો કે આસામી ભગત માણસ છે, આપણે શુ, ગમે ત્યાથી લાવ્યો હોય ઘાટ લોકશાહી છે એટલે કોઈ ને કોઈ સગાનો લાવ્યો હશે ધીરવામા ફસ છે આમ વિચારી પાના શેઠ હારને હડફામા મૂ તા બોલ્યા "ભગત! ભારે દાખડો કર્યો માલ

તમારો છે, લઈ જાઓ. ભગત માણસ આવા જ જોઈએ. વે'વારની વાતું છે, દખો, ધોખો માનશો મા, વખતાને તમારા વતી સમજાવીશ, થોડોક ભાવમાં ફેર આવે તો ઓછું લાવશો મા, કારણ કે આપણે ટૂંક મુદતમાં માલ ભેળો કરવો છે, એટલે અમારેય બીજાને ખટાવવા પડશે, જાઓ, માલ આવી જશે !"

ભગત ઊઠતાં ઊઠતાં બોલ્યા, "હરકત નંઈ શેઠ, ગમે તે ભાવ લૈને પણ માલ સારો આપજો. બાકી ઠાકરનું કામ છે, વધુ આગળ જવામાં માલ નથી."

"અરે મારા સા'બ! એ શું બોલ્યા!" પાના શેઠ બનાવટી હસવું લાવી બોલ્યા : "ફેર પડે નહિ. માલ સો ટચનું સોનું, સમજ્યા ને ? મારી જાતે જોખી, જોઈને મોકલાવતો રહીશ. હજુ વખતાની વાતમાં ફેર પડે, પાનાના કામમાં કે'વાનુ નહિ રહે. માલફેર થાય તો 'ફટ્' ભણજો, બાકી ભાવફેર તો બજાર છે, કોઈ કાંઈ બોલે, કોઈ કાંઈ બોલે. મીંડવવામાં મઝા નથી."

"ના રે શેઠ, અમારે મીંડવનાર ઠાકર દેવળવાળો છે. અમારાં ગાડાં એનાં ભરૂસે રહે છે. આ તો તમોને યાદી આપી કે ઠાકરનાં કામ છે, સમજીને કરજો. નાણાં આજ છે અને કાલ નથી. માયા ચંચળ છે. મમતાની નદીનાં વહેણ કાળે કરી સુકાતાં નથી. મારાં તારાંના પૂરમાં કંઇક તણાઈ ગયા, અને આજે તણાઈ રહ્યા છે. શેઠ, થોડુંક પરલોકનું ભાનું કરતા રહેજો : ભેળું હાલવાનું નથી. વખતો સાચવશે ઈ ભરૂસો ખોટો છે." જતાં જતાં ભગતે ઉપદેશનાં બે વેણ પોતાની રીતે કહ્યાં.

પાના શેઠે હસીને તમામ ઉપદેશને હવામાં ઉડાડી મૂક્યો. માલ તોળાયો, રંધાયો અને ટુકડો ભલી ભાતે ચયો.

(૩)

"આવો ભગત! ટૂકડો થઈ ગયો ને? કો', કેટલાક માણસો થયાં હતાં?" પાના શેઠે હિસાબ કરવા આવેલા બેચાર રબારીઓ સાથે ભગતને આવકાર આપતાં કહ્યું.

"પાનાભાઈ!" રબારી બોલ્યા : "ત્રણેક હજાર માનવ જમ્યા હશે. સાધુ, ભગતો અને નાતીલાં આવી ગયાં."

"વાહ! રામટકો ઠીક આવ્યો?" શેઠ મૂળ વાત પર આવ્યા.

"હા, સરભર થાય તેટલુ આપ્યુ, ઠાકર છે નાં! એનાં કામ એણે જ પૂરાં કરવા જોઈએ."

"સુંદર. માલમાં ક્યાંય તોટો તો નથી આવ્યો ને?" શેઠે ફરી ઉચ્ચાર કર્યો.

ભગત બોલ્યા : "ના રે પાનાભાઈ! ઠાકરના ઘરમાં તોટો આવે? મા અન્નપૂરણાં હાજરાહજૂર આવી, પછી વાત શી? હવે હિસાબ કરો અને તમારું થાય તે લઈ લો, હાર લાવો."

"જુવો ભગત, તમારાં નાણાંની અધીરાઈ ન હોય. ભગત માણસ છો. વખતા! દયાળકાકા સોનીને બોલાવ તો? હિસાબની પાઈ પાણ કાગળ પર ચડી ગઈ છે."

"દયાળને શું કરવા બોલાવવા પડે છે?" ભગતે કહ્યું.

"જુવોને ભગત." શેઠ વાણીયાશાહી ભાષામાં બોલ્યા : નાણાં હશે તો તમારે કામ આવશે, હાર વખતાની બાને ગમી ગયો છે. તો એનો ક્યાસ કઢાવી ખંડી લઈએ, કેમ વાંધો નથી ને?"

"ના રે શેઠ, એમાં અમને વાંધો શું? તમને વાંધો ન આવે એમ કરજો." દેહા ભગતે હસીને કહ્યું.

વખતો દયાળ સોનીને તેડવા ગયો. કસોટીનો પાણો કૂંચીઓનાં હારડા સાથે દયાળ સોની આવી ગાદી પર બેઠા. ભગત રબારીઓ સાથે બીજી તરફ ગોઠવાયા. એકાદ બે ગોમટાના

"ખીજો મા શેઠ! હારુ કોઈનુ બૂરુ કરતા નથી ઈ તો એના દામના કામ કરવા હતા માટે કાળોતરા રૂપે પધાર્યા, હવે તમારા પૈસા હિસાબ પ્રમાણે લઈ લો રમટકાના નાણા મારે ય ઘરમા મૂકવા નથી"

'ભકતરાજ, મારે પાઈ અગરાજ છે લાખુ માપો માનુ છુ, હડફામા હાથ નાખતા ફટકાર્યો હત તો? આ નાણા, ઘર, દુકાન અને વખતો માન ક્યા હતા! અત્યારે તો હતો ન હતો થઈ ગયો હોત તમારા પ્રતાપે આજે પાનાને નવુ જીવન, નવા વિચારો અને નવી શ્રદ્ધા જડી છે આજે લોભી પાનો સમજ્યો કે મારુ મારુ ફોકટ કરતો હતો દેહા ભગત! પાનો તમારો છે, કઠી બાધી ભાગ્યશાળી બનાવો"

"પાનાચદ શેઠ!" દેહા ભગત બોલ્યા "મારે કઠી બાધી ગુરુપણાના ધધા ચલાવવા નથી ઠાકરે સાપનો હાર અને હારનો સાપ કર્યો તે હાજરાહજૂર છે આત્માને કૂણો રાખી ગરીબોને રોટી આપશો તો ગુરુ પાસે કઠી બધાવવાની જરૂર નથી, અને કઠી બધાવી શઠ થાશો તો કઠી લાજશે"

ભગતે રામટકામાથી ભગવતમદિર કરાવ્યુ. સદાવ્રત ચાલુ કર્યું મધીબાઈના આનદનો પાર ન રહ્યો જીવનભર પતિપત્નીએ સતસાધુ, અભ્યાગતોની સેવા કરી બેડલી પાર ઉતારી પાનાચદ શેઠ નિર્માન, નિર્મોહ બની સગ્રહવૃત્તિ મૂકી પરોપકારના પથના અગવા બન્યા

પ્રસગ સૌરાષ્ટ્રમા વીરપુર પાસેના ગોમટા ગામમા ૪૦ વર્ષ પહેલા જ બન્યો હતો

★

## સ્વામી રઘુનાથાચાર્ય

"બાપુ! વહીવટદારનો ત્રાસ મર્યાદા મૂકતો જાય છે. પ્રજા ત્રાહી ત્રાહી કરવા લાગી છે. આપ જેવા મહાત્મા ખોરાસામાં બિરાજતા હોય ત્યારે આ ફાટેલ પ્યાલાના કાળોતરાને કાંઈ સમજાવો નહીં?"

રઘુનાથ સ્વામી ભગવતસેવાથી ફારેગ થઈ ગાદી પર બીરાજ્યા ત્યાં પટેલે વાત મૂકી.

"હું જાણું છું પટેલ! સેવકલાલ ગરીબનું લોહી ચૂસવામાં બાકી રાખતો નથી. આજે દર્શને આવશે ત્યારે અવશ્ય કહીશ. બાકી છે તો રાજમદની મદિરાનો પૂજારી. આજકાલ રાજવી કરતાં વહીવટદારો દોઢા રાજવી થઈ ફરે છે. જુવો, સેવકલાલ આવી રહ્યો છે."

સેવકલાલ જુવાન હતો. લાગવગથી વહીવટદાર હતો. જુવાનીની હવામાં અમલદારીનો સંયોગ થતાં સ્[illegible] વિસારી બેઠો હતો. પગાર તો બહુ ન હતો પરંતુ તમામ માલ પોતાનો માની લેવાય તેટલું લેવા [illegible] સોરઠનું વિશાળ રાજ, પૂરી લાગવગ, ગરીબ[illegible] ફડફડાટ થતો ને સમાઈ જતો. મૂળે દબાયેલા [illegible]

અને લાચાર દશામાં જીવવા ટેવાઈ ગયેલા, અનેક સેવકલાલોના પગની લોખંડી એડી તળે કચરાઈ ચૂરા થયેલા હૈયામાં ભીરુતા વિના કાંઈજ રહ્યું ન હતું. ભાગની ખેતી અને વેઠની રસમ, ખેડૂતોને ગુલામથી વધુ હલકા બનાવતાં હતાં.

રાજના રાવણીયા કે કોટવાળો અમલ–ચેન કરતા હોય ત્યાં વહીવટદારના મિજાજની તો વાત જ શી કરવી?

સેવકલાલ સોટી બહાર ઊભી કરી છટાદાર ચાલે ચાલતો મંદિરમાં ગયો. ભગવાનને નમસ્કાર કરી રૂઆબભેર પાછો વળ્યો.

"આવો વહીવટદાર!" સ્વામીએ હાથ વડે આસન બતાવતાં કહ્યું : "બેસો!"

પોતાને ગામનો સંપૂર્ણ ભાગ્યવિધાતા માનનાર સેવકલાલ સ્વામી સામે સ્વામીભાવે બેઠો.

"સેવકલાલ! આ શરીર બ્રાહ્મણનું છે. બ્રાહ્મણે કેમ જીવવું જોઈએ એ ખ્યાલો સમજણ આવી તે સાથે જ આવ્યા છે. તમો પણ બ્રાહ્મણ છો, આજે થોડું કહેવા મન થઈ આવતાં કહી છૂટું છું."

સેવકલાલે સ્વામી સામે મીટ માંડી સહજ તુચ્છ ભાવે બોલ્યો : "મારી પાસે વખત નથી. ટૂંકમાં કહો, શું કહેવા માગો છો?"

સ્વામીજી અમલદારી ભાષાના અભ્યાસક હતા. મનમાં જ હસી પડ્યા, તે ધીમેથી બોલ્યા : 'આ ઊંદરને વધુ પ્રમાણમાં મદિરા પીવા મળી છે.' પછી સ્પષ્ટ સાદે કહ્યું : "જુવો સેવકલાલ! તમો વહીવટદાર છો. તમારે ભલાઈ લેવી જોઈએ. પ્રજા તમારે નામે-કાર્યે ત્રાસે છે. તમારું નામ જુલ્મગારોમાં ખપે એમાં શોભા નથી. યાદ રાખજો કે આ બધું ચાર દહાડાનું

ચાંદરણું છે. આજે વહીવટદાર છો, કાલે રસ્તાના ભિખારી પણ બની ગયા હો. જુવો ભાઈ, ન સાંભળ્યું હોય તો સાંભળી લો :

તુલસી હાય ગરીબકી કબહુ ન ખાલી જાય,
મુવા ઢોરકે ચામસે લોહા ભસ્મ હો જાય."

રઘુનાથ સ્વામીની સાચી વાત સમજવામાં આવે એવી સેવકલાલના અમલદારી મિજાજની દશા ન હતી. આ માનવતા ભૂલેલો વહીવટદાર બોલ્યો : "બાવાજી ! તમો રાજકારણમાં સમજો નહીં. તમારું કામ કપાળે ધૂળનાં ટીલાં કરવાં એ છે; વહીવટદાર દરજ્જાના અમલદાર સાથે કેમ વાત કરવી એનું તમોને ભાન છે ? કાલ જગ્યા પડાવી લઈશ. જાણો છો, તમારું અહીં રહેવું એ મારી મહેરબાનીને આધીન છે?"

"સેવકલાલ ! મૂર્ખ થા મા. તારું પોતાનું રહેવું તારે આધીન નથી; દરેક માનવીનું જીવન ઈશ્વરાધીન છે. જા ભાઈ, ઘેર જા; ભગવાન સદ્બુદ્ધિ આપશે ત્યારે સમજાશે કે, પ્રજાનો શાપ કેવાં ભયંકર પરિણામો લાવે છે. તારો દોષ નથી. બુરાઈ લેવા સર્જાયેલા માનવીઓને ભલાઈના માર્ગો સૂઝતા જ નથી."

ગુસ્સામાં કંપતો સેવકલાલ ઘેર ગયો. તેને જતો જોઈ સ્વામી બોલ્યા "બિચારો સત્તાના નશામાં માનવતા ગુમાવી બેઠો છે. ભગવાન તેનું કલ્યાણ કરો !"

સેવકલાલને આજે જમવામાં રસ પડ્યો નહીં. મંદિરના મહારાજ વહીવટદારને ઉપદેશ આપે, પ્રજાનો પક્ષ ખેંચી, રાજકાજમાં માથું મારે, આ તેમના માટે અસહ્ય વાત હતી.

"આજે પૂરું જમ્યા નહીં ? કેમ કાંઈ મઝા નથી ?" તેમનાં પત્ની બોલ્યાં : "ઉજાગરો તો થયો નથી, માથું દુઃખે છે ?"

"હા પેલા મૂર્ખ બાવાએ મારું અપમાન કર્યું, જ્યાં સુધી હું એને ખોરાસામાંથી, કાઢી ફેંકી દઉં નહીં ત્યાં સુધી, માથું ઉતરવાનુ નથી, અનાજમાં પણ સ્વાદ આવવાનો નથી."

"કોને, રઘુનાથ સ્વામીને?" સ્ત્રીએ પ્રશ્ન કર્યો.

"હા, એ તારા સ્વામીએ. તું દરરોજ કથા સાંભળવા જાય છે, આજથી તારે પણ કથામાં જવાનુ નથી." સેવકલાલે સ્ત્રીને મંદિરે જવાની મનાઈ ફરમાવી.

"કારણ વિના રઘુનાથાચાર્ય કોઈનું મન દુભાવે જ નહીં. આપ તેમની વિરૂદ્ધ કશું કરશો નહીં. એ માનવીના ચોલામાં દેવ પુરુષ છે. વિદ્વાન સંત છે. સૌરાષ્ટ્રમાં આથમતા રામાનુજ સંપ્રદાયના સ્થંભ છે. તમારા હિતમાં મારું હિત છે, માટે મારે ભાર પૂર્વક કહેવું પડે છે કે આ રાફડા ખોદવા જેવા નથી, ભોરીંગના દરમાં ક્યારેક આભડી જવાની ભીતિ ખરી!"

"ચુપ!" સેવકલાલ તાડૂક્યો : "તું શું સમજે? મારા જેવા વહીવટદારને બાવો પડકારી જાય? મારે એને ગોપાલ સ્વામીની જગ્યામાંથી દૂર કર્યે જ રહેવું છે."

સ્વામીના સ્વભાવને જાણનાર બાઈ વધુ નહીં કહેતાં ઘરમાં ગયાં. વહીવટદાર પોતાની ઓફિસ તરફ ગુસ્સામાં જોરથી પગ પછાડતો; સોટી ઉલાળતો ઝપાટાભેર, જવા લાગ્યો.

ઓફિસ ખુલ્લી હતી. પાઘડી મૂકી ગાદી પર બેસવા જતાં નીચેથી સાપ નીકળ્યો અને સેવકલાલના પગે ડંશ મારી બારણામાંથી સડસડાટ ચાલ્યો ગયો.

પટાવાળા દોડી આવ્યા. "વહીવટદાર સાહેબને સાપ કરડ્યો!" આ વાત ખોરાસામાં વાયુવેગે પ્રસરી ગઈ.

જોતજોતામાં વિષ ચડવા લાગ્યું. સેવકલાલ સમજી ગયો કે સ્વામી રઘુનાથદાસ મહારાજને દુભાવ્યા એનું આ ફળ છે, નહિતર ઓફિસની ગાદી નીચે સાપ ક્યાંથી?

વહીવટદાર સેવકલાલનાં પત્નીને ખબર મળતાં તેઓ દોડી આવ્યાં અને સ્વામીને આશ્રમમાં લાવી મહારાજની સામે મૂકી પતિની ભૂલ માટે પત્નીએ ક્ષમા યાચી, સેવકલાલ પણ પગમાં પડ્યા.

"વહીવટદાર!" હું કારણભૂત નથી. મારો સાપ નથી, મેં ચમત્કાર કર્યો એમ માનતો હોય તો તેમ પણ નથી. આ સાપ, સાપ નથી; પણ પ્રજાના ઊના ઊના નિસાસા સાપ બની ડંખ્યા છે. મૂર્ખ! અનેકના શાપ લેતાં જરાય અચકાયો નહીં! હવે જીવન જવા બેઠું ત્યારે શા માટે રડે છે? બોલ આમાં વહીવટદારીનાં ગુમાનો કામ આવે છે?"

"જી, ના મહારાજ! દયા કરી મને ઉગારો, મારાં બચ્ચાં રખડી પડશે!" સેવકલાલ કરગરવા લાગ્યો.

"તેં અનેકનાં બચ્ચાંને રખડાવ્યાં છે. ખેડૂતોને ભિખારી બનાવ્યા છે. હાથકડીઓ ચડાવી રસ્તામાં રઝળતાં કર્યાં છે. આજે તેનાં ફળ ભોગવતાં તારાં પોતાનાં બચ્ચાં યાદ આવે છે? તારા જુલ્મનો ભોગ થનારની તેં દયા ખાધી છે?"

"મહારાજ! આમાંથી ઉગારો તો પાપનાં પ્રાયશ્ચિત્ત વહીવટદાર કરશે." તેમની સ્ત્રી બોલી.

મહારાજ મંદિરમાં ગયા. સેવકલાલ બેભાન થઈ જમીન પર ઢળી પડ્યો. સ્ત્રી મોટે અવાજે રડવા લાગી.

રઘુનાથાચાર્યે બહાર આવી ચરણામૃત મોંમાં રેડી શરીર પર છાંટ્યું. થોડી વારે સેવકલાલમાં નવચેતન આવ્યું. વિષ

ઊતરી ગયું. સાથે સાથે વહીવટદારપણાનું વિષ પણ ઊતરી ગયું. સેનકલાલ ડાહ્યો બની ઘેર ગયો.

( ૨ )

**સ્વામી** રઘુનાથાચાર્યને જન્મ રત્નગર્ભા સોરઠીના ઉત્તર ભાગમાં આવેલ મોરબી કે જે ભૂમિમાં વેદના સાચા અર્થો કરી હિન્દને જગાડનાર મહર્ષિ દયાનંદ સરસ્વતી, જૈન સમાજમાં તત્ત્વજ્ઞાનને પ્રકાશ પાડનાર શ્રીમદ્ રાજચંદ્ર અને મંસ્કૃત જિરના ધુરંધર પંડિત શ્રી મહામહોપાધ્યાય શંકરલાલ માહેશ્વર જેવા સંત પુરુષોને જન્મ થયો હતો ત્યાં વિક્રમ સંવત ૧૯૦૭ની સાલમા શ્રીમાળી બ્રાહ્મણને ત્યાં થયો હતો.

તેઓશ્રી બચપણથી જ વૈરાગી અને ભગવત-પ્રતિમાના પૂજક હતા. બ્રાહ્મણ છતાં ત્રીપુંડની અપેક્ષાએ ઊર્ધ્વપુન્ડ્ર કરવું ગમતું અને કરતા. ત્યારે મોરબીમાં રામમહોલ નામે રાજ-મંદિરમાં રામાનુજીય સંપ્રદાયના આચાર્યો રહેતા. રાજધર્મ પણ શ્રી વૈષ્ણવ હતો. બાલક રઘુનાથ દરરોજ રામમહોલ જતા. કથા સાંભળતા અને ભગવદ્ વિગ્રહ સામે કલાકો સુધી બેસી રહેતા.

માતાપિતા બચપણમાં મૂકી મરણ પામ્યાં હતાં. ઘરમાં ભાઈ અને તેમનાં પત્ની માત્ર બે જ હતાં. રઘુનાથદાસે ઘરના એક ભાગમાં નાનું મંદિર બનાવી નાના શાલીગ્રામ પધરાવી તેની પૂજા કરતા. આ તેમનાં ભાભીને ગમતું નહીં.

"ભાભી, થોડું ઘી આપો ને! દીવો અને વાટો તૈયાર કરવાં છે." એક દિવસે રઘુનાથે ભાભી સામે આવી કહ્યું.

"મારી પાસે ઘી નથી!" ભાભીએ તોરમાં કહ્યું— "તમારે પાંણા એટલા ભગવાન માનવા, ઘરમાં ઘીનાં ઝાડ નથી ઊગતાં. જાઓ નહીં મળે."

રઘુનાથદાસને ભાભીના જવાબે દુઃખ થયું. છતાં ધીરજ રાખી કહ્યું : "ભાભી! મને ઘી આજે જમણમાં આપશો નહીં. મારા દેવ માટે તે ઘી આપો."

"નથી સાંભળતા? ઘી ઘરમાં નથી. નહીં આપું. તમને ય આજથી ઘી બંધ છે. ભણવું ગણવું કાંઈજ નહીં અને પા'ણા ભેળા કરી આખો દિવસ બગાડવો. રહેવું હોય તો રહો, અને ન ગમતું હોય તો આ માર્ગ પડ્યો, ગમે ત્યાં જાઓ અને પા'ણા પૂજો. મારા ઘરમાંથી ઘી મળવાનું નથી."

આમ કહી ભાભી બહાર ચાલ્યાં ગયાં. રઘુનાથનું હૈયું ભાંગી ગયુ.

તેઓ રામમહોલ ગયા અને ભગવત વિગ્રહ સામે રડી પડ્યા.

આજે રામમહોલમાં ખોરાસાથી ગોપાલાચાર્ય નામે મહાત્મા આચાર્યને મળવા આવ્યા હતા. સ્વામી ગોપાલાચાર્યે રઘુનાથને જોયો. તેની સૌમ્યતાપૂર્ણ ભાવમૂર્તિ ગમી ગઈ. પૃછતાં દુઃખી બ્રાહ્મણ બાળક જણાતાં ઓર આનંદ થયો. તેમને એક શિષ્યની જરૂર હતી.

રઘુનાથ ગોપાલ સ્વામી સાથે ખોરાસા આવ્યા. તેમના ભાઈ કે ભાભીએ વાંધો લીધો નહીં. ત્યાં શ્રી સ્વામી ગોપાલાચાર્યથી સમાશ્રિત થયા.

બીજે જ દિવસે ગિર્વાણ ગિરાના અભ્યાસનો આરંભ કરવામાં આવ્યો. મેધાવી રઘુનાથ ખૂબ જ ઉત્સાહથી અભ્યાસ કરવા લાગ્યા.

ગોપાલાચાર્યનો અનુરાગ દિવસે દિવસે શિષ્ય પ્રત્યે વધવા લાગ્યો.

શબ્દશાસ્ત્રના અભ્યાસ સાથે ભાગવતપ્રેમ વધતો રહ્યો. કોઈ દીનહીન આવી ચડે તો તેને પોતાની પાસેનું સર્વસ્વ

આપી દેતા. રોગી કે અનાથને જોતાં જ અભ્યાસ મૂકી તેમની સેવા કરવા મંડી પડતા. ગોપાલાચાર્ય તેમ નહીં કરતાં અભ્યાસમા લાગી રહેવા કહેતા ત્યારે આપ વિનમ્ર ભાવે પ્રત્યુત્તર આપતા કે,

"ભગવન્, શાસ્ત્રોનાં અધ્યયનનો અર્થ જ આ છે. પંડિત બનવાથી સેવાભાવ છૂટી જાય અને ઉદ્દંડાઈ આવે તો આવા પાંડિત્યની અપેક્ષાએ મૂર્ખતા ઉત્તમ છે. દરિદ્રનારાયણની સેવા કરતાં અભ્યાસ બગડતો હોય તો ક્ષમા કરજો. એમ બગડવા દેવામા આનંદ આવશે ."

શિષ્યની આવી ભાવનાથી ગુરુને આનંદ થતો. તેઓ રઘુનાથ સ્વામીને રોકતા નહીં. સ્વામીને યાત્રા કરવા ઈચ્છા થતાં ગુરુઆજ્ઞા મેળવી વ્રજ તરફ રવાના થયા. ફરતાં ફરતાં વૃન્દાવનમા શ્રી રંગજી મંદિરમા રહી પ્રસ્થાન જાપનો અભ્યાસ આરંભ્યો. બ્રહ્મસૂત્ર પરનું શ્રી ભાષ્ય લગભગ આપને કંઠસ્થ હતું. ગીતાભાષ્ય અને દશોપનિષદ પૂર્ણ કરી વિશિષ્ઠાદ્વૈતવાદના ઉદ્ભટ વિદ્વાન થયા. સાથે સાથે ન્યાય અને વ્યાકરણનો અભ્યાસ પૂર્ણ કર્યો.

આપ કોરા વિદ્વાન નહીં પરંતુ ભક્તિયુક્ત વિદ્વાન થયા. આવશ્યકતા પડતાં જ શાસ્ત્રીય ચર્ચામાં ઊતરતા, અન્યથા ભક્તિમાં લીન રહેતા.

મથુરા–વૃન્દાવનમાં અનેક સંતો આપને પૂજ્ય માની શિષ્ય થવા અભ્યર્થના કરતા. આપ "હું બધાનો શિષ્ય છું" આમ ભાવાવેશે રડી પડતા. વૃન્દાવનમાં આપને શ્રી હરિનો સાક્ષાત્કાર થયો. તે જ દિવસથી શાસ્ત્રીય ચર્ચાનો અંત આવ્યો. આપ પરમ ભાગવત્ બની ગયા.

ત્યાથી સૌરાષ્ટ્ર તરફ આવવા નીકળ્યા. એક વાર મોરબી જન્મસ્થાનમાં પધાર્યા. રામમહાલયમા રહ્યા. આ ખબર ત્યારના

ઠાકોર સર વાઘજીને મળતાં આપને મળવા આવ્યા. આ વખતે રામમહાલયમાં કોઈ જ ન હોવાથી ઠાકોરે રહી જવા વિનવણી કરી. રામમહાલયમાં દર વરસે પંદર હજારની આમદાનીનું ગામ ઠાકોરના પૂર્વજોએ અર્પણ કરેલ હોવાથી ત્યાં મહંત બનનારને માટે સાહેબી હતી. શ્રી સ્વામી રઘુનાથાચાર્ય સંપૂર્ણ વિરક્ત હતા, તેમના ચિત્તમાં વૈભવ ભોગવવાની લાલસા ન હતી. મધુર ભાષામાં ઠાકોરની પ્રાર્થના પાછી વાળી સાથે ઠાકોરને સમજાવ્યું કે ભગવત્ મંદિરમાં ગામ ગીરાસ આપી આપ લોકો ભક્તિના માર્ગમાં કાંટા વેરો છો. ગામધણી-મહંતો અકસર દુરાચારી બની જાય છે. મારા ભ્રમણ દરમ્યાન અનુભવે એવો ચોક્કસ ખ્યાલ બંધાયો છે કે સંપત્તિના વ્યામોહો વડે દરેક દેવસ્થાનો કૂટ રાજરમત રમનાર બની ગયાં છે. ત્યાંના મહંતો વ્યવસ્થાપક મટી સ્વામી બન્યા છે અતિથિસત્કાર, દીનદુઃખીઓની સંભાળ લેવાના સ્થાને સંબંધીઓ પોષાય છે. સ્થાનની તમામ ઉપજ ચાપલુસી કરનારના ખીસામાં પડી જાય છે. મહંતોની વૃત્તિઓ વધુ અને વધુ દુષિત બનતી રહે છે.

વાર્ષિક પંદર હજારની આમદાનીના સ્થાનને મૂકી સ્વામીજી ખોરાસા આવ્યા. આ વખતે ગોપાલાચાર્ય ભગવત્પદ પામ્યા હોવાથી એમના પર ગુરુસ્થાન સાચવવાનો ભાર આવી પડ્યો. એમણે કુશળતાથી ભાર વહન કર્યો.

આજુબાજુમાં એમની વિદ્વત્તાની ખ્યાતિ હતી જ. વિના પુરુષાર્થે સ્થાનમાં યથાયોગ્ય લબ્ધી થવા લાગી. અનેક વિદ્યાર્થીઓને અભ્યાસ કરાવતાં સેવકલાલ જેવા ઉન્મત્ત અમલદારોને સત્યના રાહો બતાવતા, વિક્રમ સંવત ૧૯૮૬ના વર્ષે પૂરાં ૭૯ વર્ષનું દીર્ઘાયુ ભોગવી એમણે સાકેતવાસ કર્યો.

આજે ખોરાસા, તેમની આજુબાજુ અને શ્રી સંપ્રદાયમાં એમના જીવનની સુવાસ મહકે છે.

★

## સંત તુલસીદાસ કાઠિયા

વાંકાનેરમાં સંતો અને રાજસાહેબ વચ્ચે ત્રણ દિવસ થયાં ગજગ્રાહ ચાલતો હતો. વાત એમ હતી કે, વાંકાનેર રઘુનાથ મંદિરના મહંતજી સાકેતવાસી થતાં હવે પછી ગાદી પર કોને બેસાડવા એ પ્રશ્ન હતો. રાજસાહેબ જીદે ભરાયા હતા, તેમનું કહેવું હતું કે : "રાજ મારું છે, હું ધારું તેને બેસાડું." સંતોમાં તુલસીદાસ કાઠિયા કે જે ધોલેરાના મહંત હતા, તેમની આગેવાની તળે સંતમંડળ, ધાર્મિક બાબતમાં રાજકર્તાની દખલ ઇચ્છતું ન હતું. સંતહઠ સામે રાજહઠ હતી.

મરનાર મહંતને બે શિષ્યો હતા : ધ્યાનદાસ અને રામટહેલદાસ. રાજસાહેબ ધ્યાનદાસને ગાદી આપવા ઇચ્છતા હતા. સંતો રામટહેલદાસને મહંત બનાવવાની જીદમાં હતા. સંતમંડળની સંખ્યા પાંચેક હજારની હતી. બન્ને પક્ષો પોતપોતાની જીદને બળના પ્રયોગ વડે છેવટે પાર પાડવાના વિચાર પર દૃઢ હતા.

સવારના આઠેક થયા. સંતો સ્નાનાદિક કાર્યથી પરવાર્યા ન હતા, હજુ તીલક, માલા, ધ્યાન, ઠાકોરસેવા દરેક છાવણીમાં થતાં હતાં. ઝાલર, શંખનાદ, હરિનામધૂન, ભૈરવી, ભૈરવ રાગોથી

ભજનાવલીના પદો ઠેરઠેર ગવાતા હતા જયનાદોથી વાતાવરણની બજારો ગાજતી હતી

"ઠે ઠે ઠે" નગારાનો અવાજ થયો શરણાઈઓ વાગી, કિલ્લા પરથી તોપોના બહાર થવા લાગ્યા સંત સમાજ ચમકી ગયો

"આ શાનો અવાજ આવે છે?" મહંત તુલસીદાસે તંબૂની બહાર આવી અવાજ કર્યો

કોઈએ આવી ખબર આપ્યા કે, "ગજસાહેબે ધાર્યું કર્યું, ધ્યાનદાસને ગાદીએ બેસાડ્યા"

"શું ગજમાં આટલી ઉન્મત્તાઈ? સંતની ચિઠ્ઠી, ચાદરની પરવા કર્યા વિના ગાદી પર બેસાડી દીધા? ત્યારે સંત સમાજને નોતર્યો શા માટે?"

તુલસીદાસજીનું શરીર લાલ હિંગળોકવરણું થઈ ગયું તેમણે પોતાની ઘોડીને તૈયાર કરવા આજ્ઞા કરી

"સંતો! આજે વાતાવરણના ગજાએ સંતોની લાજ પર હાથ નાખ્યો છે તમામ અખાડાના મલ્લોએ સંપ્રદાયના નામે તૈયાર થવાનું છે જય વિજ્ઞાનંદ મહારાજ! બોલો જય બાલાનંદ મહારાજ!!"

જોતજોતામાં સંત સમાજ પોતપોતાના હથિયારો સજી ઘોડેસવાર થઈ ચોકમાં એકઠો થવા લાગ્યો

ગજસાહેબે દરવાજા બંધ કરાવી તે પર પહેરો ગોઠવી સૈન્યને તૈયાર થવા હુકમો આપ્યા આગળની બેરખો સવળ કરતી, ભેટમાં જમૈયા, બરછી, ખભા પર પાશેર પાશેરની ગોળીઓ હજમ કરી જાય એવી જમનાળો ચડાવી કિલ્લા પર ફરવા લાગ્યા

## ૭૬ : સંત તુલસીદાસ કાઠિયા

તુલસીદાસજીએ રણશિંગાનો અવાજ કરતા હનુમાનના ચિન્હવાળા જરી ભરેલા સાંપ્રદાયિક ધ્વજો આકાશમાં ઊડવા લાગ્યા ધૂપના ધુમાડાથી વાકાનેરની ગલીઓ ઢંકાવા લાગી. પ્રજાજનો કમાડ બંધ કરી ઘરમા પેસી ગયા.

તુલસીદાસજી કાઠનો આડબંધ (લંગોટી રાખવાનું સાધન) કમર પર રાખતા હોવાથી લોકો તેમને કાઠિયા બાબા કહેતા. કાઠિયા બાબા સાથે બસો કેળવાયેલા ઘોડેસવારો, અખાડમલ રાખી રાખતા તેઓ સિદ્ધ હતા, પોતાની સિદ્ધિના બળથી પોતાનું ખર્ચ નિભાવતા, કોઈ પાસે યાચતા નહીં.

સોરઠમા ત્યારે, અંધાધૂંધી પ્રવર્તતી હોવાથી, દેવમંદિરો, પૂજારીઓ, ગાયો અને બ્રાહ્મણોની રક્ષાની જ્યાં જ્યાં જરૂર પડતી ત્યાં ત્યાં કાઠિયા બાબા પહોંચી જતા. દશાય બદલા વિના સેવા કરતા કાઠિયા બાબાનું નામ દેશમાં મશહુર હતું, તેમની સામે ગાયકવાડ, પેશ્વા કે કોઈ દેશી રાજના મેલીકાર થતાં નહીં કાઠિયા બાબા જાતે ક્ષત્રિય હતા: લોહીનો ગુણ ગયો ન હતો; તેમની યુદ્ધવિશારદતા અને વ્યૂહરચના સોરઠમા મશહુર હતા બાબા વચનસિદ્ધ મહાત્મા ગણાતા જરૂર પડે ત્યારે જ હથિયાર પકડતા, નહિતર યોગમાં રહી ભગવત નામસ્મરણ કરી સમય વિતાવતા આપ રામાયણ, મહાભારતના પ્રખર અભ્યાસી હતા

સવાર બની સાથે ઘૂમનાર અખાડમલો પણ જરૂર પડયે જ હથિયાર ધારતા, નહિતર તેઓ જગ્યામાં સામાન્ય કાર્યો કરતા કાઠિયા બાબા સૌરાષ્ટ્રના સાચા ધર્મરક્ષક હતા તેઓની મારવાડ–મેવાડમાં પ્રબળતર માન્યતા હતી. રાજસ્થાનથી ધારે તો દશ હજાર સવારો મંગાવી શકે એવો પ્રભાવ હતો.

રાજસાહેબે વાંકાનેરમાં પોતાના ગુરુસ્થાનમાં બૃહદ ભંડારો કર્યો, તેમાં તમામ સંતોમહંતોને નોતર્યાં. કાઠિયા બાબાને ભારપૂર્વક નિમંત્રણ મોકલી તેડાવ્યા હતા.

બે દિવસો આનંદમાં વીતી ગયા, ત્રીજે દિવસે ગાદીનું મહંતપદ કોને આપવું આમાં ઉગ્ર મતભેદ પડતાં સંતમંડળ ઉશ્કેરાયું. રાજસાહેબ પાસે હલકી સલાહ આપનાર કામદાર હતો. તેણે રાજસાહેબને કહ્યું :

"બાપુ! આપ રાજા છો. બાબાનું ધાર્યું થાય તેમાં આપણી ઇજ્જત શું? ધ્યાનદાસને જ મહંત બનાવવો. બાવા ટક્ ટક્ કરી રહી જવાના : વધુ બગડે તો કિલ્લાનાં કમાડ બંધ કરી જરાક ચમત્કાર બતાવતાં સીધા દોર!"

કમનશીબે આવી હીણી સલાહ રાજાને ગમી અને કામદારના કહેવા પ્રમાણે સંતમંડળને સૂતું મૂકી ધ્યાનદાસને મહંત બનાવી નોબત ગડગડાવી દીધી: સંતો ધર્મહાનિ, માનહાનિ અને સંપ્રદાયની પ્રતિષ્ઠાની હાનિ માની પ્રાણ હોડમાં મૂકી, રાજસાહેબની શાન ઠેકાણે લાવવા કમર બાંધી તૈયાર થઈ ગયા. આનંદનો પ્રસંગ અનાનંદમાં પલટાઈ ગયો.

કામદારનાં કારસ્થાનોના સમાચાર કાઠિયા બાબાને મળી ગયા.

વાંકાનેરનું મહાજન રાજાને સમજાવવા આવ્યું.

"રાજસાહેબ! આ શું? ગાયની હત્યા કરવા તોપો નોંધવા તૈયાર થયા? મૂર્ખ કામદારની સલાહે હરપાળદે મકવાણાના ઉજળા વંશ પર કલંકની શાહી ઢોળવા લાગ્યા? રાજસાહેબ! સંતો ગાયો ગણાય, બેખને આંગણે નોતરી આમ કિલ્લા બંધ કરી તેની સામે સૈન્ય દોરવાં, તોપો નોંધવી એમાં શોભા નથી. ધર્મની નીતિ નથી, માનવતા નથી."

'મારુ ધાર્યું થવુ જ જોઈએ!" રાજસાહેબ ગાજ્યા "હુ કોઈને વચ્ચે આવવા દેવાનો નથી "

"એ વાત ખરી છે રાજસાહેબ!" નગર શે૰ બોલ્યા

"એ જ વાત સતો બોલે છે કે અમારા ઠામમા રાજાએ આડે આવવુ ન જોઈએ નહીં—આમા અમારે શુ સમજવુ?'

"હુ ઊભા રહી જોવુ કામદારે કહ્યુ

'નહીં! ભૂલો છો કામદાર! મોરબીની પ્રજા હજુ ધારો છો એટલી નમાલી થઈ નથી સાધુઓ પર તોપો બદૂકો ફૂટે તે દી વાકાનેરની પ્રજાના અગો આડે દેવાતા હશે! પ્રથમ અમે અને પછી મેમાનો વીંધાય, જેવી રાજની મરજી!"

રાજસાહેબ ઢીલા પડ્યા "ત્યારે તમે સમજાવો સતોને, જવાની રજા છે તોફાન ન કરે એ શરત, બાકી મહત તો ધ્યાનદાસ જ બને, રામટહેલદાસ નહીં '

મહાજન ઊઠ્યુ અને સતોનુ મેલીકાર સજ્જ થઈ ઊભુ હતુ ત્યા આવ્યુ

'બાપજી આપ સાધુઓને આવડો ક્રોધ કરવો શોભે? રામકથામા નિત્ય સાભળીએ છીએ કે, सतहृदय नवनात समाना આપના હૈયા માખણ જેવા કૂણા—કોમળ, મુલાયમ જોઈએ આજે વાકાનેરના કમભાગ્યે કઠોરતા ક્યાથી આવી?"

કાઠિયા બાબા ઘોડી આગળ લાવી મહાજન સામે આવ્યા

બાબાના શરીર પર ઘાટી ભસ્મ ઉપર મૃગચર્મ કસીને બાધ્યુ હતુ, હાથમા તલવાર, માથા પર જટાઓ કાળા દોરાથી કસકસાવીને બાધી હતી, કઠમા તુલસી, કપાળમા ઉર્ધ્વપુડ્ર—બાબાના શરીરમા વીરતા સાથે સતતાનો સમન્વય દેખાતો હતો

સંતો શંખનાદે નગર ગજાવતા હતા.

આપે હાથ ઊંચો કરતાં સંત સમાજ શાંત થયો.

"નગરશેઠ! તમારા રાજાએ સંત સમાજને તુચ્છ માન્યો. તેમની નજરમાં સાધુઓ ભિક્ષા પર જીવતો વર્ગ દેખાયો. યાદ રાખવું જોઈએ કે સંતોની ભિક્ષાવૃત્તિ દીનતાજન્ય નથી, નિર્માનતાના ભાવો લાવવાનો પ્રયોગ માત્ર છે. હજારો તપ્ત આત્માને શાન્તિ આપનાર સંતોને અન્ન માગવા જવું પડે જ નહિ. એમનાં ચરણમાં રિદ્ધિ સિદ્ધિઓ હંમેશાં આટવાઈ રહી છે. સાધુ સમાજ એટલે સિદ્ધ સમાજ છે. તમારા રાજાએ યુદ્ધ ખરીદ્યું છે : અમોએ નહિ."

"મહારાજ! ગઈ ગુજરી ભૂલી દયા કરો! અને રાજ-સાહેબે ગાદી પર બેસાડ્યા છે તેને મહંત માની ઘર્ષણ નિવારો, અમારી પ્રાર્થના એ જ છે."

"નહીં! સંત સમાજ એમ નિભાવી લેવા તૈયાર નથી."

"તો પછી થાય તે કરો, રાજા વાંકાનેરના ધણી છે." કામદાર સાથે આવ્યો હતો તે ગર્વમાં બોલ્યો.

કાઠિયા બાબાની નજર તેના પર ગઈ. ક્રોધથી લાલ આંખો કરી બોલ્યા : "ચુપ રે નાદાન! બીચમેં ક્યોં બોલા? તેરા મૂંહ ક્યોં ફીરતા નહીં?"

બસ શબ્દો પૂરા થતા જ કામદારનું મોં ફરી ગયું; બોબડો બની ગયો. મહાજન આ દૃશ્ય જોઈ થરથરી ગયું.

કાઠિયા બાબા ફરી ગાજ્યા, "અય કીવાડ બંધ કયોં રહેતે હૈ? ખૂલ જાઓ! ક્યા સંત કી ઈજ્જત તું જાનતે નહીં હો? ચલો, ખૂલો, ખૂલો!"

સિદ્ધરાજનો અવાજ થતા જ દરવાજાના તોતીંગ કમાડો ચચડડડ અવાજ કરતા ખૂલી ગયા સાંકળો તૂટી ટપોટપ નીચે પડી ગઈ ભોગળોનો ભાગીને ભૂક્કો બોલી ગયો

સંતો કાઠિયા બાબાની સિદ્ધિ જોતા પોતપોતાના હથિયાર પર હાથ નાખી જયનાદે ગાજવા લાગ્યા

સંત સમાજ આગળ વધતો જોઈ બાબા ગાજ્યા 'ખામોશ! આપ લોગોંકા કામ નહીં હૈ મહાવીર અપના કામ આપ કરેંગે. આપ લોગ દેખો, દેખો બજરંગબલી આ પહુંચે!"

કિલ્લો ધણધણવા લાગ્યો વાંદરાના સૈનિકોની નજરમાં હજારો વાનરો જોવામાં આવતા આરબો ટપોટપ નીચે ઊતરી ગયા ને ઓલિયાના ચરણમા પડી ગયા

રાજસાહેબને સમાચાર મળતા જ ડરના માર્યા મહેલમા પેસી ગયા, બહાર આવવાની હિંમત કરી શક્યા નહીં

રાજસાહેબને લઘુકુંવર નામે મારવાડી રામજણી બાઈ રક્ષિતાગના હતા તેમને ખબર મળતા તેઓ બજારમા આવ્યા અને કાઠિયા બાબાના ચરણમા પડી બોલ્યા

"બાબા! આપ જેવા સિદ્ધ પુરુષો મર્યાદા મૂકશે તો સમાજ કેમ ચાલશે? હું આપની પુત્રી છુ, મારા ચૂંદડી–ચૂડો અને ચોટલા પર ધ્યાન આપી રાજને ક્ષમા કરો, આપ સંતોની અમોઘ શક્તિ પાસે વાનરો તો શુ પણ ખલકની બાદશાહી પણ તુચ્છ છે, મોગલ શાહ પાછલે પગલે ચાલી સલીમ ચિશ્તી સંતના દિદાર કરવા જાય, ચૌહાણ રાજવી પૃથ્વીરાજ રામ ગુરુની આજ્ઞા લઈને યુદ્ધમા પરવરે, ત્યારે અમો કોણ માત્ર?"

"બેટી!" સંત બોલ્યા "રાજસાહેબે જીદ કરી સંતોને દબાવવામા કશી યે કચાશ રાખી નથી"

હજુ પણ એ ભીરૂ રાજા, મહેલમાં પેસી તને મોકલાવે છે, જા બેટી તારો ચૂડો સાબીત છે."

"ધન્ય ભગવન્! હજુ પુત્રીને બીજું માગવાની મહેચ્છા છે : મેં સાંભળ્યું છે. કે साधुनाम दर्शन लोके सर्वसिद्धि कर परम् સાધુઓનાં દર્શન સર્વ સિદ્ધિ આપનાર છે એ ખરૂં છે?"

"હા પુત્રી! સંતકૃપા, હરિકૃપાથી યે શ્રેષ્ઠ છે. શું જોઈએ છે? બેટી માગી લે!" કાઠિયા બાબા રીઝી ગયા.

"રાજસાહેબને ક્ષમા સાથે ધ્યાનદાસને વાંકાનેર રઘુનાથ મંદિરના મહંત પંચે કબૂલ રાખવા, રાજધર્મની રક્ષા કરવી."

થોડી વાર સંત મૌન રહ્યા પછી ધીમેથી બોલ્યા : "બેટી તેં ખૂબ જ ચતુરાઇથી તારા રાજનું ધાર્યું કરાવ્યું : સારું જા! તારા કહેવા પ્રમાણે થશે."

"તો પછી પ્રભુ જગીને પધારો, વાંકાનેરની પ્રજાના જીવ અદ્ધર ચઢી ગયા છે, સંતો રાગદ્વેષથી પર ગણાય છે. રામાયણ કહે છે કે साधुसे होय न कारज हानी ताते कीये एही पहिचानी.

"સારું, તેમ! પછી?"

"બસ, પિતાજી! ઘણી દયા કરી! હવે પધારો તંબૂએ."

લઘુકુંવર ઓરડે ગયાં અને રાજસાહેબને સમજાવી કામદાર સાથે સંતની પાસે ક્ષમા માગવા મોકલ્યા.

બાબા ખરેખર સંત હતા. રાજસાહેબ આવ્યા કે તુરત પોતાની પાસે બેસાડી સન્માન કર્યું. જાણે જુગ જુગનો સ્નેહ ન હોય? ઘડીભર પહેલાંનું ઉશ્કેરાયેલું વાતાવરણ તદ્દન શાન્ત થઈ ગયું.

"મહારાજ! મારા મૂર્ખ કામદાર પર દયા કરો! અવસરનાં એંધાણ રહેવાં જોઈએ નહિ. નહિતર લોકો કહેશે

કે રાજસાહેબના મેળા વખતે કામદારનું મોં ફરી ગયું હતું તે આ કામદાર ?" રાજસાહેબે ચરણરજ લઈ બાબાને વિનંતી કરી.

"કામદાર ! જા, સંતોનાં ચરણમાં માથું નમાવ ! ઠીક થઈ જશે, જોજે, સંતને ફરી કદીયે દુભાવતો નહિ !

રાજસાહેબ ! સંતોને દુભવવાથી ઈશ્વર દુભાય છે. ભગવાન તેમના માટે જ અવતાર લે છે. ચોવીસે અવતાર સંતની રક્ષા કરવા લેવાયા છે, યાદ છે ને !

परित्राणाय साधुनाम विनाशाय च दुष्कताम् એ ભગવત્‌વાક્ય યાદ છે ને ?"

રાજસાહેબે શિર ઝૂકાવી હકાર ભણ્યો. કામદાર તમામ સંતોને પ્રણામ કરી આવતાં તેનું મોં પૂર્વવત્ થઈ ગયું. કામદારના આનંદનો પાર ન રહ્યો.

રાજસાહેબ સમજ્યા કે રાજબળ કરતાં સિદ્ધિબળે સંત-સિદ્ધોની શક્તિ અપાર હોય છે. બાબા સાથે તમામ પંચ રઘુનાથના મંદિરમાં રાજસાહેબને લઈ આવ્યું. નવા મહંતે પંચને પ્રણામ કર્યાં.

કાઠિયા બાબાએ પંચને સલાહ આપી કે રાજસાહેબના બેસાડેલા મહંતને પંચે માન્ય રાખવા અને તેની ગોદમાં અધિકારી તરીકે રામટહેલદાસજીને બેસાડવા. પંચે હકારમાં અનુમતિ આપી એટલે ધ્યાનદાસને ગાદી પર પંચે તીલકકંઠી આપ્યાં, ચાદર નાખી શંખનાદ કરી રામટહેલદાસને તેની ગોદમાં ભાવિ મહંત ઠરાવી બેસાડ્યા.

રામટહેલદાસનો ચ્હેરો ઊતરી ગયો, કારણ કે તેમને અન્યાય થતો હતો. પંચના મોટા ભાગને પણ આ વાત ગમી નહિ. આ બધું જોઈ બાબા બોલ્યા :

"રામટહેલદાસ ! દુઃખ શા માટે માને છે ! ભાઈ મહંત-પદમાં શું ભર્યું છે ? સેવા કરવાથી રઘુનાથ સ્વામી રીઝે છે,

મહંતી કરવાથી નાહ! આવા વ્યામોહો સાધુ-સમાજને અધોગતિ તરફ દોરી રહ્યા છે. મહંત બનવું એટલે યથેચ્છ દ્રવ્ય મેળવવું, વા ઉડાવવું, તમામ દંડવત્ પ્રણામ કરે, ત્યારે માથું ઝુકાવી ગૌરવથી સ્વીકારવું, બે પાટલે બેસી ખાવું, એ જ ને ? ભાઈ! આજના કાળયુગી મહંતો નર્કાધિકારી થવા યોગ્ય પાકતા જાય છે, દેવદ્રવ્યને વેડફી જગ્યાને ચોપટ કરવાનું પાપ મહંતો કરે છે, આવી મહંતી તરફ તને સૂગ આવતી નથી ? ”

“ બાબા મને તો કશો ય મોહ નથી પરંતુ પંચનાં વચન જાય છે, જેના માટે આટલો જંગ ખેલાયો એ તો એળે જ ગયું. પંચની પ્રતિષ્ઠા આપ જેવા સિદ્ધ પુરુષના હાથે લેવાય છે. ” રામટહેલદાસે કહ્યું.

આ સાંભળી બાબા હસી પડ્યા અને બોલ્યા : “ રામ ટહેલદાસ ! ધ્યાનદાસ બે વર્ષ આમ મહંતપદ સાચવી મરણ પામશે, તારી ગાદી અર્ધ સૈકા સુધી ચાલશે. બોલ, પંચની પ્રતિષ્ઠા રહી ને ? રાજસાહેબ ભલે માને કે મારું વચન રહ્યું ! ”

આટલું કહી બાબા ઊઠી ગયા. સંધ્યા પહેલાં જમી સંતમંડળ વીખરાઈ ગયું.

કાઠિયા બાબાના વચન પ્રમાણે ધ્યાનદાસ મહંત બે વર્ષ મહંતા ભોગવી સદ્ગત થયા, પછી રામટહેલદાસજી મહંત થયા અને પૂરાં પચાસ વર્ષ મહંતી ભોગવી ખૂબ જ સંતસેવા કરી.

આ પ્રસંગ વિક્રમ સંવત ૧૯૭૪-૭૫ ના અરસામાં બન્યો હતો.

★

## સંત સવા ભગત

સુરા વણકરને દ્વારકાધિશના મંદિરમાં માત્ર વણકર હોવાના કારણે જવાની કે દર્શન કરવાની રજા મળી નહીં. સુરાએ ઘણા કાલાવાલા કર્યા. ભેટની રકમ આપી. 'ભગવાન સહુના સરખા છે' આમ કહ્યું પણ ઉજળિયાત વરણના ઉપાસક ગુગળી એકના બે થયા નહીં. સુરાને ભગવાનના ધામમાં નીચલા વર્ગના લોકોનો થતો તિરસ્કાર સાલવા લાગ્યો પણ શું કામનો? જ્યાં આખોય વણકર સમાજ હડધૂત થતો હોય ત્યાં સુરાની સુરાવટ શું કામ કરે? ગોમતીના જળમાં એકાન્ત સ્થાને બેસી જગતમંદિરની ધ્વજા, કે જેનાં દર્શન ઉજળિયાતોથી અટકાવી શકાતાં નથી, તે કરી ઘેર આવ્યો. દિવસો પર દિવસો જવા લાગ્યા, છતાં સુરા ભગતના હૈયામાંથી દ્વારકામાં થયેલ અનાદર ભુલાયો નહીં.

સુરો ભગત ઝાંઝરકા ગામનો વતની એટલે ત્યાં જ તેની કીર્તિ હતી એમ નહીં, આખા ય ભાલ પંથકમાં તે પરમાર્થી, દયાળુ અને વા'લી વસ્તુ વેચીને પરનાં પેટ ભરે એવી તેની ઊંચી શાખ હતી. ઉજળિયાત કોમ પણ માનભરી નજરે સુરા ભગત તરફ હમેશાં જોતી.

સુરાના કાન પર શિહોરમાં કોયા ભંગી મહાન ભક્તરાજ રહે છે આ વાત આવી. સુરો લાગણીવાળો હતો, તે ભાલ મૂકી સોરઠમાં આવ્યો. શિહોરમાં ચમાર, વણકર, ભંગી વગેરે અછૂત મનાતા લોકો માટે જ્ઞાન અને રોટીનું પરબ બાંધી બેઠેલા કોયા ભગતને મળ્યો. દિલની ગોઠડી કરી. કોયો જાતે રૂખી છતાં પૂર્વનો કોઈ યોગભ્રષ્ટ ઋષિશ્વર હોય તેવો હતો. તેનાં જ્ઞાન અગાધ મનાતાં. તેનાં મતાં હિમાળાની ટોચથી ઊંચેરાં હતાં. સુરાએ દિલના દર્દની વાત કોયા પાસે મૂકી ભાર હળવો કર્યો. કોયાએ આવી પળોજણ મૂકી અલખને આરાધવાની ભલામણ કરી, સાથે ઉમેર્યું કે, "સુરા! ધણી એવા દિવસ આપશે કે ઉત્તમ વર્ણના લોકો આપણાં થઈ આવશે, હળશે મળશે. ગઢઢેલડીયે મેલાણ નાખી નકલંકનાથ પરણે ત્યાં સુધી રાહ જોવી પડશે નહીં. ફીરંગીઓના પગલે આપણાં પાપ ધોવાતાં જાય છે. જો અહીં સુધી આવ્યો છે તો ગોંડલ પાસે ઘોઘાવદર ગામ છે ત્યાં જા, અને સંત જીવણને મળી જાણુવાનુ જાણી લે. જીવણ પરાને પાર પૂગેલો છે. તેના પર ભાણુધરનો પંજો છે."

સુરો કોયાના સ્થાન શિહોરથી નીકળી ઘોઘાવદર આવ્યો. ત્યાં ભીમ સાહેબના પરમોદેલ જીવણને મળ્યા. પ્રેમના પ્યાલા પીધા. નૂરીજનિયાના રાજમાર્ગની ભાળ મળી. મરજીવાની મોહક વાણીએ વણકર ઘેલો બન્યો. ત્યાંથી વાગડમાં થઈ ત્રીકમ સાહેબનાં દર્શન દિલ ભરી કરી આંઝરકા આવ્યો.

જીવણ, કોયા અને ત્રીકમ સાહેબનાં સત્સમાગમે સુરાનાં ચિત્તમાં રણુંજાના પીર રામા બાપા કુંવરરાજનાં દર્શનની તાલાવેલી જાગી. જ્યાં જાતિપાંતિના ભેદભાવ નથી, ડાલી જેવી પોતાની જાતની બાઈ તરી ગઈ, ખીમરો અને હળદે જીવતાં સમાય તેરા ત્રેકડવાળાં થઈ ગયા—ત્યાં જરા મન લલચાયું.

બધાં ધામોમાં ઉત્તમ લોકોના જોરે દેવો ડરી મંદિરમાં પેસી કાયર થઈ ગયાં ત્યારે રણુંજાનો નાથ સર્વને સમાન ગણતો મંદિરમાં આવવા બોલાવી રહ્યો છે એના દીદાર કરવા જ જોઈએ.

સુરાને માનવી માનવીને અડકતાં અભડાય એ વાત ગળે ઊતરતી ન હતી. "રામાનંદનો બાળકો રૈદાસ મીરાનો ગુરુ બને, તેનાં શ્રીફળ ગંગા હાથોહાથ લે, કબીર સાહેબ સત્સંગ કરવા ચમારના ઘરમાં જાય ત્યારે આજે ઠાકર કેમ બીતો હશે? ચોક્કસ વાત છે કે ઠાકર આડા પંડિતો અને પૂજારીઓ, પંડાઓ ઓડા બાંધી બેઠા છે. રામા બાપાના દરબારમાં એનો ગજ વાગતો નથી."

સુરાએ વામના આગેવાનોની રજા લીધી અને ઊપડ્યો મારવાડના પંથે! તેના હૈયામાં 'રણુંજા રણુંજા'ના જાપ થયાં કરતા હતા. પાણી અને ઝાડ વિહોણો બિહામણો અટળ પંથ કાપી તે એક માસે રણુંજા પહોંચ્યો.

માર્ગમાં આવતાં એકેએક દેવમંદિરોમાં દર્શન કરવા પ્રયત્નો કર્યા પરંતુ દ્વારિકાની પેઠે દરેક સ્થાને એ જ હાલ થયા. સુરાના કોઠે જાકારો સદી ગયો.

રણુંજાના ધણીના ધામમાં રોકટોક ન હતી. ડાલી અછૂત બાઈ સાથે સમાધિમાં બેસનાર મેરામણ મનના પીરની સમાધિનાં સુરાએ પેટભરી દર્શન કર્યાં, સાથે અન્ન મૂક્યાં: "બાપા રામ! ચમાર વણકર માટે દેવના દરવાજા ઉઘડે ત્યારે જ સુરો અન્ન લે, નહિતર અજમલના કુંવરને દરવાજે દેહ પડે."

સુરાના ત્રીજા ઉપવાસે વાણી થઈ: "સુરા, ઘેર જા. આ તો યુગધર્મ છે. સનાતન સત્ય નથી, સમય જતાં આવા ભેદભાવો ભુંસાઈ જવાના છે. આ ભેદ ભૂંસવાની પહેલ કરનાર તારે ત્યાં

પ્રતાપી પુત્રનો જન્મ થશે, તેની પાસે હજારો સવર્ણો કંઠી બંધાવી પોતાની જાતને ભાગ્યશાળી માનશે. મારું વચન છે."

ગેલના નાદે ગર્વીલો બનેલો સુરો બીજે દિવસે રણુંજાથી, ઘર તરફ વળ્યો. ત્રણ–ચાર માસે ફરતો ફરતો ઘેર આવ્યો, વાસના વણકરોએ રૂડાં સામૈયાં કરી સુરાને સત્કાર્યો. સમય જતાં સુરાની સ્ત્રી મોંઘીબાઈની પેટે વિક્રમ સંવત ૧૯૨૮ માં પુત્રનો જન્મ થયો તેનું નામ કેશવો પાડવામાં આવ્યું. વણકરની જાડી ભાષામાં 'કે' ઊડી ગયો અને સવો બાળક 'સવા' નામે પ્રસિદ્ધ થયો.

સવો કોઈ પણ વણકર બાળકથી રૂપાળો, ગરવો અને જોનારની આંખ ઠારે તેવો હતો. પાંચેક વર્ષનો થતાં, તેનો બાપ સુરો ભગત ખોળામા રામસાગર લઈ ભજનો ગાતો તેની સાથે સવો સૂર પુરાવવા લાગ્યો. ઉંમર વધતાં એકલો ભજન ગાવા લાગ્યો. વણકરવાસ સવાનાં ભજનો સાંભળવાની મોજમાં ડોલવા લાગ્યો.

સવાનાં ભજનો સાંભળી ઊંચ વરણના લોકો વાહવાહ બોલતા. પંદરેક વર્ષની ઉંમર થતાં સવાનાં લગ્ન કરવામાં આવ્યાં. હવે સવો બાપને વણવાના કામમાં મદદ કરવા લાગ્યો.

સાળ પર બેસી સવો ગાતો કે :

"ઝીની ઝીની ચાદરીયા ઝીની, સદા રામરસ ભીની."

ભજનનો અવાજ સાંભળી વાસના લોકો જાણે કે સવો સાળ ઉપર બેઠો છે.

પછી તો વેચાણનું કામ પણ હાથમાં આવ્યું. "સવા! કાલે ગજી લઈ ધંધૂકા ગયો હતો, તેનું શું ઊપજ્યું ?" સુરાએ સવાને પૂછ્યું.

"બાપુ! એ ગજી ઉધાર વેચી છે, નાણાં મનગમતાં મળ્યાં."

"પણ વાત તો કર, શું ઊપજ્યું? ઉધાર કોને આપી?"

"કોઠાવાળા તુલસીદાસ મહારાજ ભંડારો કરે છે એમને. એમને સંત સમાજને બેસવા જાજમ કરવી હતી એટલે આપી. નાણાં આવતે અવતાર એકના હજાર મળશે."

સુરો અકળાઈ ગયો. પૂરી દસ ગજી. સાવ મફત બાવાને આપી. તે ગાજી ઊઠ્યો: "સવા! ગજબ કર્યો તેં! મને બાવો બનાવ્યો. અભાગીઆ! હાથ પાંચ હાથ દેવાય પણ પૂરા દસ વેજાં અલાય?"

"બાપુ! તમે નકામા અકળાઓ છો." સવો બોલ્યો "આપણું ઘર ભગતનું કહેવાય છે. આપણામાં કાળ ક્રોધ હોય તો આપણે ભગત કેવા? રામસાગર નકામા જ રાખ્યા ગણાય. આપણે દરરોજ રાત્રીએ ભજનો ગાઈ બીજાને ઉજાગરા જ કરાવીએ છીએ આમ મનાય. મારાતારાની તાણાતાણ મૂકયા વિના મેરામ રીઝતો નથી, તમે તો ઠેઠ રામા બાવાને ધામ જઈ તેને તેડી લાવ્યા છો, તેને પૂજો છો, તે શું અમસ્તું જ! થોડી ગજીઓ ગઈ એમાં શું થઈ ગયું?"

સવાના ઉપદેશે સુરો ગાજ્યો: "માળા મૂરખા! ગાવા ટાણે ગવાય! તમામ સાધુ-સંતો ગાય છે. વ્યવહારમાં કોઈ ઘર બાળી તીરથ કરતું નથી. તારે તો બાવા થાવું છે, મારે ઘર વેચવાં નથી. જો આમ કરવું હોય તો મારા ઘરમાં તું નહીં. તારા વિના રેહવાશે."

સવાને બાપના વિચારો પર દયા આવી. તે ઘર મૂકી બીજે દિવસે રવાના થયો. બાજુમાં રંગપુર નામે ગામે તુલસીદાસ નામે મહાત્મા રહેતા હતા તેમની પાસે કંઠી બંધાવી અને મહામારગનો ભેદ પામ્યા.

એકાદ વર્ષ ગુરુસેવા કરી ત્યાં ઝાંઝરકાથી સુરા ભગતના મરણના સમાચાર આવતાં સવો ઝાંઝરકા ગયો અને બાપુકા ધંધામાં લાગી ગયો.

રોકનાર પિતા જતાં સવા ભગતે ઘર પર તુલસીનાં પાન મૂકયાં, આવ્યા અભ્યાગતને દેવ માની પોંખવા લાગ્યો, રોટીનો રણકાર ગામોગામ પહોંચ્યો. સવાની ખ્યાતિ ચોમેર ફેલાવા લાગી. દૂર દૂરથી સંતો મળવા આવવા લાગ્યા. સવાના પ્રતાપે ઝાંઝરકા તીર્થસ્થાન બની ગયુ.

સવા ભગત અભણ છતાં તેની સમજ અજબ હતી. ગમે તેવા વેદાન્તના ફૂટમાં ફૂટ પ્રશ્નોનું સ્પષ્ટિકરણ વાણીનાં પ્રમાણો આપી કરતા. ભલભલા શાસ્ત્રીઓ સવા ભગતના જ્ઞાન પર મુગ્ધ થઈ જતા.

( ૨ )

સવા ભગતના ઘેર આજે લીંબડીના ઠાઠી મીઠો ભગત મેમાન હતા. ભજનોના જામો જામી ગયો. મહા ભજનિક કવિ ભક્ત મીઠો અને રસનો સાગર સવો સામસામે રામસાગર લઈ બેઠા પછી બાકી શું ? રંગપૂર, ધંધૂકા અને બીજા આજુબાજુના દરેક સંતો અતિથિ હતા. આજ ભગતના હૈયાનાં હેત હેલે ચડ્યાં હતાં. જાની જાની વાણીના જ પ્રવાહો વહી વહી કોરાં કાળજાને પણ તરબોળ કરતાં હતાં.

મીઠો ભગત કવિ અને પરચાઈત ગણાતા. લોકવાયકા હતી કે ઠાકર એની ઘરવાળીને કાકા બની જમીન થઈ તેડી લાવ્યા હતા. એક વાત સાચી હતી કે મીઠાના ગળાની મધુર મોરલીના નાદે મોરલીધર નાચતો. સંત મંડળનો મીઠો મોવડી હતો. આવા સંતો આગણે અતિથિ બની આવે તેમાં સવો પોતાની ધન્ય ઘડી માનતો.

બરાબર આજના પાંચેકનો સુમાર થયો. ગામમાં થાણેદારનો મુકામ થયો તેણે રસમ મુજબ વેઠિયા પાસે છાણા, નીરણ મંગાવ્યા વાણંદ ખાટલા, ગાદલા લેવા દોડ્યા કુંભાર પાણી ભરવા ઊપડ્યા પસાયતો વણકરવાસમાં આવ્યો અહીંયા ભજનની રમઝટ જામી હતી પસાયતો ત્યાં જ થંભી ગયો. થાણેદાર વાટ જોતા રહ્યા

જગતમાં વિના કારણે સંતોનો દ્વેષ કરનાર વર્ગ કાયમ થતો આવ્યો છે નરસી મહેતાને સારંગધર મળે તો આગરકાનો વણકરવાસ ચૌદશીયાથી ખાલી કેમ હોય? એવા એક ચૌદશીયાએ આવી કાનમાં પસાયતાને ફૂંક મારી કે, ‘આજે નવા ભગતનો વેઠનો વારો છે પણ તે કરશે નહીં હમણાં હમણાં ભગતીના નામે દાટ ઠીક પ્રમાણમાં આવી છે.”

પસાયતાઓ ભજનિકો પાસે આવ્યા ભજનો બંધ રખાવી નવા ભગતને વેઠે આવવા તાકીદ કરી

“ભાઈ આજે આંગણે મેમાન જેવા મેમાનો આવ્યા છે, ભજનનો રંગ જામ્યો છે, એકાદ ચોહાર પૂરો કરી આવું છું, સાહેબને કહેજો નવો ભગત કહેવડાવે છે.”

પસાયતા નવા ભગતની લોકમાન્યતાને જાણતા હતા. આથી વધુ ન કહેતા રવાના થયા અહીંયા નવા ભગતે ચોહાર પૂરો કર્યો મસ્તી ચડી. બીજો, ત્રીજો આમ ચોહાર પર ચોહાર થવા લાગ્યા વેઠની વાત વેઠના ઠેકાણે જ રહી ગઈ! જ્યાં દેહનું ભાન ભુલાતું હોય ત્યાં વેઠની વાત કોને યાદ આવે?

વધુ વખત જતા થાણેદારનો મિજાજ બગડ્યો. એણે પસાયતાઓને ધમકાવ્યા અને ફરી વેઠિયા માટે મોકલાવ્યા. સાથે હુકમ કર્યો કે, “એને ધક્કે મારી લાવો. સરકારી કામમાં આવું ઢીલાપણું પરવડે નહીં”

પસાયતાના વાસમાં આવ્યા. ત્યાં સામે સવો ભગત આવતા જણાયા. ભગતને જોતાં જ પસાયતાના મનનો ઉકળાટ શમી ગયો. બન્ને પસાયતાઓ પગમાં પડ્યા : "ભગત, અમને ક્ષમા કરજો બાપુ! અમે તો ચિઠ્ઠી લાવનાર. સવા ભગતે બન્નેનું સાન્તવન કર્યું. એક ખેડૂતના વાડામાં ગયા. નીરણનો ભારો ઉપડાવી ઉતારા તરફ ચાલ્યા.

થાણેદાર વેઠિયાને શિક્ષા કરવા સોટી સાથે દરવાજામાં જ ઊભા હતા. કાયમ લોકોને મારવાની આદતવાળા તેમના અમલદારી હાથ સળવળતા હતા. ત્યારના થાણેદાર, ફોજદારો 'ધણી' ગણાતા. ગુન્હાઓ પકડાય કે ન પકડાય, એની જરૂર નોકરીની યોગ્યતા માટે ન હતી, લોકોમાં ધાક બેસાડતાં આવડે અને ગમે તેને ગમે ત્યારે ફટકારવામાં વધુ પાવરધા હોય તે નોકરીમાં વધુ લાયક ગણાતા.

થાણેદારે વેઠિયાને આવતો જોયો. તેના માથા પર નીરણનો ભારો એક વેંત અદ્ધર હતો. આ જોતાં થાણેદારના મોતીયાં મરી ગયાં. તે સમજ્યો કે વેઠિયો સિદ્ધ પુરુષ છે. ભારા સાથે વેઠિયો જેમ જેમ નજીક આવતો ગયો તેમ તેમ થાણેદારનું હૃદય વધુ અને વધુ ધડકવા લાગ્યું. પાસે આવતાં દોડી થાણેદાર વેઠિયાના પગમાં પડી ગયો. ઊઠીને જુતાં વેઠિયો ન મળે, થાણેદાર વ્યાકુળ થઈ ગયો. પસાયતાને પૃછવા લાગ્યો : "વેઠિયો ક્યાં ગયો ?" કોઈએ જતાં જોયાના ખબર આપ્યા નહીં.

"ભાઈઓ !" પસાયતા તરફ ફરી દીનભાવે થાણેદારે કહ્યું : "વેઠે પકડી લાવ્યા હતા તેનું નામ અને સ્થાન મને બતાવશો ?"

પસાયતા આશ્ચર્યમાં ડૂબી ગયા. જેના નામની પાછળ દૈત્ય કે રાક્ષસ શબ્દ વાપરવામાં આવે તો પણ ઓછું દેખાય

એવા પથ્થરના મહા પથ્થર કાળજાનો થાણેદાર આજે ગળગળા અવાજે પ્રાર્થના કરી રહ્યો છે. એનું હૈયું મીણ થયું, આ આકસ્માત થયેલા ફેરફારમાં પસાયતાઓ કશું સમજ્યા નહીં. એક બોલ્યો : "સાહેબ, વેઠિયાનું નામ સવો ભગત. નાતે વણકર. તે વણકરવાસમાં રહે છે."

"તમો મારી સાથે ચાલો, એ મહાપુરુષનાં ઘેર જવું છે, મારે તેમનાં ચરણની રજમાં આળોટવું છે, મને એ વેઠિયાના શરીરમાં ઈશ્વરનાં દર્શન થયાં. મારું જીવન સુધરી ગયું."

ખૂબ જ આશ્ચર્ય પામતા પસાયતાઓ થાણેદાર સાહેબ સાથે વણકરવાસમાં આવ્યા. ત્યાં ભજનોની રમઝટ જામી હતી. ખોળામાં રામસાગર અને એક હાથમાં મંજીરાં સાથે સવો ભગત ગાઈ રહ્યા હતા. થાણેદારે ભારો ઉપાડનાર ઓળખ્યા. તે દોડીને સવા ભગતનાં ચરણમાં પડી ગયો. ભજનનો પ્રવાહ અટકી ગયો.

"ભાઈ! તમે આ શું કરો છો? મારા જેવા પામર વણકરના પગમાં શા માટે પડો છો?" સવા ભગતે કહ્યું.

"આપ ઓલિયા છો માટે, આપ સિદ્ધ પુરુષ છો માટે." થાણેદારે કહ્યું: "આપના માથા પર અર્ધ હાથ ઊંચો અદ્ધર ભારો મેં જોયો, એટલું જ નહીં પણ આપના દેહમાં મને દિલદારના દીદાર થયા, આજ સુધી અનેક પાપ કર્યાં તેને દેહમાંથી દૂર થતાં જોયાં. હૈયાનો ભાર હલકો થઈ ગયો છે; દેહની નિર્મળતા ચિત્તને ખીલવી રહી છે; આ બધું આપના દર્શનનાં પ્રતાપે થયું."

તેના પહેરવેશ પરથી સંતો સમજી ગયા કે આ કોઈ સરકારી અમલદાર છે. સવા ભગતે હાથ પકડી પાસે બેસાડી કહ્યું : "ભાઈ! તમો ભૂલો છો, આજે હું ઘરની બહાર ગયો જ નથી, તમારા પસાયતા આવ્યા હતા. મેં આવવા વાયદો કર્યો

હતો પરંતુ ભજનની લેહમાં ભૂલી જવાયું. ભારો ઊપાડનાર કોઈ બીજા હશે. મારા બાપ, ભૂલ થાય છે! આ સંતો મારી વાતના સાક્ષી છે."

"ના, ના," થાણેદાર કહે : "આપ જ હતા, હું પોલિસનો આદમી છું. મારી આંખો દગો દેતી જ નથી. અમારી ધારણા હમેશાં અફર હોય છે. તમો, બસ તમો જ હતા. જો તમો ન હતા ત્યારે કહેશો, એ કોણ હતું ?"

"બીજો કોણ હોય ભાઈ! ગરીબનવાજ, દીનનો પાલક દેવાધિદેવ ! દીન વણકરની વા'રે આવ્યો. તેમણે—

"તું જો રહેગા મેરી જીક મેં, તો મેં રહુંગા તેરી ફીક મેં"

આ કથન સાચાં કરી બતાવ્યાં. અનાથના નાતે વણકરના વેશ ધર્યા, વેઠ કરી. શામળીયે પોતાનું 'ભક્તવત્સલ' બીરુદ સાચું ઠરાવ્યું, થાણેદાર! તમો પણ પૂરા ભાગ્યશાળી, શ્રીહરિએ તમારી વેઠ કરી."

સહુ સંતોને ખાત્રી થઈ કે સવા ભગત માટે શ્રીહરિ વેઠિયા થયા. આજે બેદરના દરબારમાં દામાજી પંત માટે દેવ પધાર્યા હતા. વેઠિયા વેશે તેમ સવા માટે આંગરકું પાવન કર્યું. બ્રાહ્મણ અને ભાલના ભેદ ભૂંસ્યા ભવનાથે. શ્રીહરિ સખુ માટે સ્ત્રી બન્યા, ત્રિલોચન માટે સોની, જીવણ માટે વણિક, કેવળ-કૃબા માટે કુમ્ભાર બન્યા, તેણે સવાની પતવારીએ પત રાખી.

સવા ભગતે થાણેદારને સમજાવી રજા આપી જતાં જતાં ભલામણ કરી કે : "થાણેદાર પાપ કરતાં ડરજો. ગરીબોની સેવા કરી સર્વવ્યાપી શ્રીહરિ સર્વમાં છે આમ માની પરાયાને પીડતાં ડરજો. ભવમાંથી જવાનું છે માટે સતની કમાઈ કરી લેજો."

થાણેદાર નમી સવા ભગતને ગુરુ માની રવાના થયા. બીજે દિવસે સંતમંડળ પરસ્પર નમી વીખરાયું.

## (૨)

લીંબડી પાસે સમલા ગામે સવરા મંડપ હતો. સહુ સંત ભક્તો આવવાના હતા તેમાં સવા ભગતને વાયક આવ્યું : તેઓ પોતાના હરિજનોની મંડળી સાથે ચાલ્યા, સાથે રંગપૂરથી ગુરુને લીધા.

સવા ભગત હરિજન—વણકર હોવા છતાં સંતમંડળમાં વંદનિય મનાતા. લોકો તેમને સ્પર્શી પાવન થયા માનતા. રાજકોટમાં બાલકદાસજી, આમરણમાં ભીમસાહેબ, વાગડમાં ત્રિકમસાહેબ, ઘોઘાવદરમાં દાસી જીવણ. પ્રજા આજે સવર્ણના સંતો જેટલા જ સન્માન સાથે તેમને યાદ કરે છે, માને છે, પૂજે છે. તેનાં ભજનો ભાવ સાથે ગાય છે. સિદ્ધિઓમાં જરા પણ ઊતરતાં નથી. જીવણને કોરીઓ ભગવાન આપે. ત્રીકમ-સાહેબ સમાધિમાંથી ઊઠી ચાલી રાપર જાય, આંબલીને દૂર હટાવે........

સંધ્યાનાં આછા અંધારાં જગતને આવરી લેતાં હતાં. ગાયોની રજે ગામ ઢંકાતાં હતાં. મંદિરમાં મા'રાજની આરતી ઉતારવાની તૈયારી થતી હતી. દરેક મંદિરો શંખનાદે ગાજતાં હતાં ત્યારે સંતમંડળ નાનકા ગામની ભાગોળે આવ્યું, ગામના દરવાજામાં પેસતાં નનામી સામે આવી. લોકસમુદાય પાછળ રામનામની ધૂન કરતો આવતો હતો.

“ભાઈ, કોનું મરણ થયું છે?” એક સંતે પૂછ્યું.

નનામી સાથે ડાઘુ દરવાજા બહાર આવ્યા. નાળીયેર ગોંદરે ફોડતાં એક ભાઈએ જવાબ આપ્યો : “અમારા પટેલના દીકરાને કાળોતરો આભડ્યો. જુવાનજોધ ઢળી પડ્યો. કુંજનાં બચ્ચાં જેવી વહુ માથું પછાડતી રહી. પટેલને આ એક જ

દીકરો હતો. વંશ ગયો. એક જ પાંદડે પાંગરેલો વેલો સુકાઈ ગયો. બિચારાની પેઢી ઊપડી ગઈ: જીવન ધૂળમાં મળી ગયું."

"જો એમ છે તો આ સિદ્ધ પુરુષ તમારે આંગણે આવ્યા છે. જુઓ સામે જ સવા ભગત ઊભા. મૂરો ને તેના પગમાં, આંગણે અમૃતનાં ઝાડ આવ્યાં છે. ભૂલવા જેવું નથી." સંતે ધીમેથી કહ્યું.

"હેં શું આ જ ઝાંઝરકાવાળા સવા ભગત?"

સંત બોલ્યા : "હા ભાઈ હા, આજ રામા પીરનો અવતાર, પીરોનો પીર સવો છે, પકડોને પગ, પટેલનુ જીવન સુધરે. સારસડાના તૂટી જોડી સંધાઈ જાય."

સંતની વાણી સાચી લાગી. પેલે ભાઈએ પટેલને જણાવ્યુ. પટેલ સવા ભગતના પગમાં પડી રડવા લાગ્યો અને પોતાનો વંશ જાય છે માટે દયા કરવા વિનવવા લાગ્યો.

"બાપુ! હું વણકર છું. ભગવાનના બે ભજનો ગાઈ જાણું છું. અમોને અડીને તમારે ન્હાવું જોઈએ. અમારા જેવા અસ્પૃશ્ય મનાતી જાતિવાળામા મરેલાંને જીવાડવાની શક્તિ ક્યાંથી હોય? અમો અઙ્તો જીવતાં જ તમારી નજરમાં શબ જેવાં છીએ. કોઈ મહાત્માનાં ચરણ પકડ ભાઈ!"

"તમે જ મારા મને મહાત્મા! ગમે તેટલી વાતો કરશો પણ પગ મૂકવાનો નથી. જેના વાલમ વેઠિયા બને તેનાથી બધું ય થાય. સવા ભગત, ભગવાનના ઘરમાં જાતિની મોટાઈ નથી. કરણીનાં કામ છે!"

આ રકઝક સાંભળી ડાહ્યુઓ ત્યાં જ ઊભા રહ્યા. સવા ભગતે પટેલનો નિશ્ચય પારખ્યો એટલે નનામીને પોતાની સામે મંગાવી જુવાનને બહાર લેવડાવી કહ્યું, "મારામાં કશી યે પીરાઈ નથી,

હું તો સંતોનો દાસ છું. તમારે દરવાજે ઊભેલા સંતોનાં ચરણ ધોઈ ચરણામૃત શરીરે છાંટો, મોંમાં રેડો ઠાકર સારું કરશે."

"સાધુના ચરણુજળે મરેલા જીવે? તમેય મારા ભાઈ વેવલા લાગો છો!" કોઈ ઉતાવળીયો ભાઈ બોલી ઊઠ્યો.

"હા બાપ જરૂર જીવી જાય. બાકી મત મતની ગત જુદી છે. ફાવે તો પ્રયોગ કરો અમારો આગ્રહ નથી." સવા ભગતે સ્પષ્ટ વાત કરી દીધી.

ડાધુમાં વિશ્વાસુ માનવીઓ પણ હતા. તેમણે જળ અને પાત્ર મંગાવ્યા, સંતો સાથે સવા ભગત અને તેમનાં ગુરુનાં ચરણ ધોયાં. ચરણામૃત શબ પર છાંટતાં વિષ ઊતરી ગયું. પટેલનો એકનો એક દીકરો જીવી ગયો. સવા ભગતના નામનો જયજયકાર થવા લાગ્યો.

સવા ભગતને ગામમાં પધારવા સહુએ વિનંતિ કરી પરંતુ સમલા પહોંચવાની ઉતાવળે સવા ભગતનું હરિજન મંડળ અંધારાના ઓળામાં અદૃશ્ય થઈ ગયું.

( ૩ )

સમલા ગામ નાનું અને મેળો મોટો હોવાથી માનવમેદની અસામાન્ય દેખાતી હતી. સંચાલકો થાકી ગયા. દૂધરેજ, કમીજડા, ખંભાળિયા, ચલાળા, પાળીયાદ, રાજકોટ આમ એક પછી એક સંત ભક્તો આવતા ગયા તેનાં સામૈયા થતાં ગયાં. ધારવાથી સંતો, મહંતો, ભક્તો વધુ પ્રમાણમાં આવ્યા. જયનાદ, શંખનાદ, રણુઝુઈના નાદે ગામ ગાજવા લાગ્યું.

"સવા ભગત ઝાંઝરકાથી પધારેલા છે તેનો ઉતારો ક્યાં છે?" એક સવા ભગત સાથેના સંતે મંડપના આગેવાનને કહ્યું. સવરા મંડપના આગેવાનોના કાળજાં કોરાં અને વધુ કઠણ હતાં, સાથે ઘણાં માણસો જોઈ ધાંધાં થયા હતા. અહંભાવનું પ્રમાણ

વધ્યું હતું. તેમણે ભક્તિથી નહીં પણ મોહથી મંડપ કર્યો હોવાથી જવાબમાં વધુ રૂક્ષતા આવી ગઈ.

"ભાઈ સવા ભગત હોય કે બીજા ભગત હોય. હવે અમો થાકયા છીએ. અમારી પાસે ઉતારા નથી. વણકરને વળી ઉતારા શા ?"

સંત ચુપ થઈ ગયા. કાલે જ સાપનું વિષ ઉતારી પટેલના દીકરાને જીવાડયો હતો એ વાત કહેવી ગમી નહીં છતાં સવા ભગત પરની ભાવનાએ એટલું બોલાઈ જવાયું કે, "ભાઈઓ, સવાને સંતો રામા પીરનો અવતાર માને છે, વણકર માત્ર માનવામાં તમો ભૂલો છો, ભગતી અને ભગતું ભગતુંમાં ફેર હોય છે."

આગેવાનમાંના એકે તોછડી ભાષામાં જવાબ વાળ્યો : "આજકાલ સહુ પોતાને રામા પીરનો અવતાર જ કહેવડાવે છે ! હમણાં પાળીયાદના ભકત આવ્યા હતા તેમને ય તેમના સંગાથીઓ રામા પીરનો અવતાર કહેતા હતા ! આમ સહુ રામા પીરના અવતારો થાવા લાગશે તો સોરઠ રામા પીરથી ઉભરાઈ જાશે, અને નાનો પડશે. અમારે મન આવનાર તમામ સંતો સરખા છે. કોઈ પણ અવતાર વિનાના નથી. સહુ અવતારી જ છે. આમાં કોને માનવા અને કોને ન માનવા ?"

સંત રવાના થયા. નિર્માની સવા ભગતે હકીકત જાણી હસી દીધું, અને સપાટ જમીનમાં ઊતરી પડ્યા.

રાત્રી જામવા લાગી, મંડપ નીચે ભજન-મંડળીઓ એક પછી એક બેસતી ગઈ, મંડપ ખીચોખીચ ભરાઈ ગયો. સવા ભગતની મંડળીને અછૂત માની એક બાજુએ બેસવા સૂચના કરવામાં આવી.

સવા ભગત મંડપમાં આવ્યા. તેમની સામે મંડપથી દૂર સ્થાન આપવાની ફરિયાદ આવી. આપ બોલ્યા : "ભાઈઓ ! ગમે ત્યાં બેસીને ગોવિંદગુણ ગાવા છે, પછી સ્થાનના મોહ શા ? ગોળ ગમે ત્યાં ખાવાથી ગળ્યો લાગવાનો. આવા મોહ મહામાર્ગમાં શોભે નહીં." સંતો સંતોષ માની બેસી ગયા. સાજ છૂટા કરવામાં આવ્યા.

સવા ભગતને જાણવામાં આવ્યુ કે : "લીંબડી દરબારની કવિતા કરવાની ના પાડવાથી મીકા ભગતને દરબારે જેલમાં પૂર્યો છે, મંડપમાં મીકા વિના અંધારું રહેવાનું."

સવા ભગતનુ મન ઝાલા રાજાથી કચવાયું; આપ ભજનમાં આવી બેઠા. રામસાગરના મેળ થયા. મૃદંગ પર થાપી પડી. બીજી મંડળીઓમાં ગણેશ ગવાઈ ગયા હતા.

સવા ભગતની મંડળીમાં દીવો કે પ્રસાદ આવ્યાં નહીં. આવા ઉઘાડા અપમાનથી હૈયાં દુભાયાં.

"સવા ભગત !" સંત બોલ્યા : "જ્યોતિ વિના ભજન કેવાં ? આ તો ધણીના દરબારમા ધક્કા લાગે છે, સંતમેળામાં મોળપ દેખાય. બાપ, સવા ! જ્યોતિ જોઈએ જ."

"આપશે, મારો નાથ આપશે, ધીરજ રાખો." આમ કહી સવા ભગતે સાખી ઉપાડી એક અને બીજી સાખીએ હવા રોકાઈ ગઈ, આડ પરથી મોરલા ગહેકવા લાગ્યા. સંત સમાજ વચ્ચે જ્યોતિ પ્રગટ થઈ. નહીં દીવી નહીં દીવેટ : નહીં પાત્ર : સવાના પ્રતાપે અંતરિક્ષથી જ્યોતિ ઊતરે : તેના અજવાળે સંતોનાં હૈયાં ફાટવા લાગ્યાં. મંડપના આગેવાનોમાં સવા ભગતની અવગણના કરનારના મોં પર શ્યામતા ઢળી ગઈ. સવા ભગતે ગણેશને સ્મર્યા બે ભજનો થતાં મીઠો ભગત મંડળીમાં દેખાયા. લોકોએ ઊઠી ઊઠી હરિજનોને ઘેરી લીધા.

લીંબડીના સિપાઈઓ સમજ્યા કે મીઠો જેલ તોડી નાઠો, સવારે મારતા ઘોડે ગયા તો જેલમાં મીઠો ધીરે ધીરે ભજનો ગાઈ રહ્યો હતો. જાપ્તો સખ્ત હતો. સહુને ખાત્રી થઈ કે સવાના આરાધે મેરામ મીઠો બની આવ્યા, શ્રી લક્ષ્મીદેવી જ્યોતિ બની ધણી સામે ઊભાં છે, મંડળમાં આવેલ માનવ-મેરામણ સવા ભગતનાં ચરણમાં નમ્યો, આગેવાનો પસ્તાયા. સંત-મહંતોએ તેમની ભેદબુદ્ધિની આકરી ટીકા કરી.

આમ અનેક વાર શ્રીહરિએ સવાની લાજ રાખી કામો કર્યાં, સવા ભગત પૂરા ૭૦, વર્ષ જીવી વિક્રમ સંવત ૧૮૯૮ માં શ્રીહરિનાં ચરણમાં વિરમ્યા.

આજે સવા ભગત નથી પરંતુ તેમની કીર્તિકલા સંતોના હૃદયમાં પ્રકાશે છે. સવા ભગતે ભાલ પ્રદેશને ચેતાવ્યો. ભક્તિના મૂળ પાતાળે મૂકયાં. આજે આ જગ્યા ગાંઝરકામાં હયાત છે.



# શ્રી વીરા ભગત

વીરા ભગત જાતે ભરવાડ. મચ્છુ કિનારા પરના લુણસરીયા ગામના વતની હતા. સ્થિતિના ગરીબ માલ વિનાના હોવાથી ગામનું ધણ ચારી પોતાનો નિર્વાહ ચલાવતા.

તેમનાં ધર્મપત્ની વીરુબાઈ પતિના જેવાં જ ધર્મપરાયણ, ધૈર્યવાન, દુઃખમાં સુખ જોનાર હોવાથી વીરા ભગતનો સંસાર સુખમાં ચાલતો. ગરીબીને નહીં ગણકારનાર ભક્ત વીરાના આગણામાં બે કન્યાઓ રમતી.

વીરો દર બીજે થાન જતો. ત્યાંના ભક્તમંડળમાં એક રાત સત્સંગનો આનંદ લૂંટતો. સવાર થતાં પગે ચાલી લુણસરીયા આવતો અને ધણને લઈ સીમમાં પોતાના હંમેશના કામે લાગતો.

લુણસરીયા છેક નાનું છતાં સંસ્કારી ગામ હતું. વાંકાનેર ભાયાતો, ત્યાંના દરબારો હતા. દરબારો પોતાના ગામની રક્ષા પૂરતી વીરતા રાખતા, આથી ગામને ધાડપાડુઓ કે રાત્રીચોરનો ભય રહેતો નહીં.

વીરા ભગતનો જીવનકાળ અઢારમી સદીના અંતમાં. સૌરાષ્ટ્ર માટે આ સમય વિષમતર સમય હતો. ઉપરાઉપરી દુષ્કાળો. રાજાઓની પરસ્પર સરહદો વધારવાની દોડધામ, દિવાનોની જોહુકમી, મરાઠાઓનો નવો પગપેસારો, નાના

ઠકરાતોની કાયરતા, આવાં અનેક કારણોએ સૌરાષ્ટ્રનું ખમીર સૂકાઈ ગયું હતું. લોકોનાં ટોળેટોળાં અન્ન માટે જ્યાં ત્યાં રઝળતાં, દરબારો આગળ. મહારાણીઓની શિરજોરીને પોષવા, તેને પગાર આપવામાં સૂકાઈ ગયા હોવાથી પ્રજાહિતનું એક પણ કામ તેમનાથી થતું ન હતું. ગામધણીઓની ગરદનો, અફીણના વ્યસનથી ભાંગી ગઈ હતી. તેમનામાં ઊઠવાની શક્તિ પણ ન હતી. સાથે દારૂ અને ચારણોના જૂઠા પડકારે અધમતા ચરમ સીમા પર પહોંચી હતી. યુવાન રાજવી કોઈક શક્તિશાળી નીકળતો તેને ખવાસો બગાડતા. વ્યભિચારનો કુછંદ રાજકુમારનો કુળધર્મ થઈ પડ્યો હતો. સોરઠનું કોઈ જ ધણીધોરી ન હતું. આ વખતે સોરઠની લાજ રાખવા ભગવાને સંતો–ભક્તોના હૃદયમાં વાસ કર્યો. તેઓ માગી ભીખી અન્ન લાવતા, સદાવ્રતો ચલાવતા, ભૂખ્યા સોરઠવાસીઓને અન્ન–વસ્ત્રો અને આશ્રય આપી જીવાડતા. પ્રજાજનો આવા ભક્તોને અન્ન–વસ્ત્રો પૂરા પાડતા, જાતે ભૂખ્યા રહીને પોતાના દુઃખી ભાંડુડાંઓને જમાડતા.

વીરા ભગતને ત્યાં બેચાર સંતો નિત્ય હોય જ. રાત્રે ભજન અને સવારે શિરામણી કરીને જ વીરો જવા દેતો. વીરા ભગતની ભંડારી આઈ વરૂડીનો અવતાર મનાતી. ગરીબી છતા, મોં પર સદાય ઉલ્લાસ રહેતો, ઘર નિર્ધન પણ મન ધનવાન હતું, હરિનો વિશ્વાસ અટલ હતો.

ભગવાન શંકરાચાર્યના એક શ્લોકનો ભાવાર્થ છે : 'દરિદ્રી કોણ? જેની તૃષ્ણા અબળતર હોય તે. અને શ્રીમંત? જેનામાં સર્વદા સંતોષ રહ્યો છે તે.' વીરો અને વીરાની પત્નીને આ શબ્દો લાગુ પડતા. તેઓ સંતોષી હતાં.

આજે શરદની પૂર્ણિમાનો દિવસ હતો. વીરાની પત્નીના હૃદયમાં હર્ષ ઉભરાતો હતો. "ભગત, આજે કાનુડે છ માસની રાત્રી કરી રાસ રમ્યા. આપણે રાસ કરીએ. સંતો ઠીક પ્રમાણમાં આવ્યા છે."

ભગતને એ વાત ગમી. સંતો સામે પ્રાર્થના મૂકી. સંતો સંધ્યાકર્મથી પરવારી ભગતના આંગણામાં આવી ગયા. થોડાં ગામલોકો આવ્યાં—સહુ મળી રાસ માંડ્યો.

આશાભર્યાં રે અમે આવીયાં મારે વાલે રમાડ્યાં રાસ રે,
આવેલ આશાભર્યાં!

સ્ત્રીઓ અને પુરુષો સંતો સાથે ફરવા લાગ્યાં. પ્રકાશમાં ચંદ્રદેવ, સાંભળનારમાં દિશાઓ અને પ્રેક્ષકોમાં વૃક્ષો. આનંદમાં અને આનંદમાં સમયનું ભાન ન રહ્યું. પ્રાતઃકાલ થયો. ઉષાના આગમને સમાજ વેરાયો. મા'શજે ઊગમણી કોરે ડોકિયું કર્યું ત્યારે સંતો ન્હાવા ગયા. વીરુબાઈ રસોડામાં પેઠાં. થાકચા સંતોને જમાડવાની તાલાવેલી લાગી હતી. સંતો ન્હાઈ આવ્યા ત્યાં રસોઈ તૈયાર હતી. પંગત પડી. હરિહરના મધુરા નાદે સંતો આસન પર આવી બેઠા.

વીરો ભગત બહાર ઊભા હતા. તેમનું મન ગોંદરે ગાયો ગોવાળી વિના ઊભેલ હતી, ત્યાં ચોંટ્યું હતું.

"વીરા ભગત! આવો, આજ તો સાથે રમ્યા એટલે સાથે જમીએ." એક સંતે આગ્રહ કર્યો.

"બાપજી! આવવામાં તો હરકત નથી, પરંતુ ગોવાળ વિના ગાયો રહે નહીં. ગામનું ધણ વેરવીખેર થઈ જાય તો ગાભે પેટે બાજરી અને જુવારનો ભૂક્કો બોલાવી દીએ. મને ક્ષમા કરો, આપ સહુ જમી લો."

"ના, ના! એમ તે થાય?" બીજા સંત બોલ્યા: "તમારા વિના આજે જમવું નથી. ધણની સાચવણી ધણી કરશે. એટલો ભગત થયા અને વિશ્વાસ નથી? આજે તો બેસી જાઓ. તમારા વિના સંતો જમવાના નથી." સંતો હઠે ચડ્યા. મીંઢો લાચાર બન્યો, એનું મન ગાયોમાં હતું.

"ભગત ! મોરલીવાળો રક્ષા કરશે. આવો ને સંતો કચવાય છે, બેસી જાઓ. જમીને જજો." ભંડારીએ ભગતને બેસી જવા સૂચના કરી.

"તારું કહેવું ખરું છે, પણ ભાયાતી ગામ, ગાયો રંજાડ કરે તો ગામભાયાતો ન બોલવાનું બોલે અને નુકસાનમાં વરસ આખાયનું મહેનતાણું વાળી લે. વાત આમ છે." ભગતે પરિસ્થિતિ સમજાવી.

"ભગત ! એ તો હું ય જાણું છું, પણ આંગણે જમનાર આપણા જાનમાલ અને દેહના ધણી છે. ભાયાતો એ તો વસ્તનાં ધણી છે. કાલ ઊઠી બીજે ગામ જશું, આમ ઢીલા શું થાઓ છો ? જેના મહાપ્રસાદે ભવનાં પાપો જાય, જેની રજ માથે પડતાં જનમમરણના ફેરા ટળી જાય, એના બોલે આપણે દેહ ઢળી પડવો જોઈએ. ભગત ! ભગતી આદર્યા પછી પારોકનાં પગલાં ભરવાં એથી મરવું સારું. સાધુ આપણાં હાડચામના માલિક છે. એમના નચવ્યાં આપણે નાચવું જોઈએ. એનું નામ ભગતી !"

ભંડારીની ભાવના ભગતને સાચી લાગી એટલે ગાયો, ગોંદરો અને દરબારોના વિચારો મૂકી સંતો સાથે જમવા પંગતમાં આવ્યા.

ઓસરીમાં નાનો ગોખલો હતો તે ઠાકોરજીનું સ્થાન. અત્યારે ઝીણો દીવો સળગતો હતો. લોઢાના ધૂપિયામાંથી ગૂગળ મહેકતો હતો. ભગતે પાઘડી ઉતારી "જે ઠાકર મા'રાજ" કહી માથું નમાવી સંતો સાથે જમવા બેસી ગયા. વીરુબાઈએ પ્રેમથી સહુને ઘરમાં જે અન્નપાન હતું તે પીરસ્યું. સંતો જમવા લાગ્યા : જમતાં જમતાં રંગ જામ્યો. પરસ્પર ખેંચતાણો થવા લાગી. ભાવ પર ભાવ અપાવા લાગ્યા. વીરો ભગત આ પ્રવાહમાં સંપૂર્ણ ખેંચાઈ તમામ વ્યવહારને ભૂલી ગયા.

આ તરફ ગાયે। સમય થતાં ગોવાળને અભાવે સીમ તરફ ઊંચા પૂછડાં લઈ ઉપડી નીકળી. આજે તેને રોકનાર ન હતો. ધણ વ્યવસ્થા વિના સીમમા પ્રવેશી ગયું-ફરી વળ્યું. ઊંચી ઊંચી માનવીના માથા જેવડી જુવારના ફૂણા ફૂણા લોથાઓ તોડી તોડી ભચડ ભચડ ચાવવા લાગી, કોઈ કોઈ હાથ હાથનાં સાચાં મોતી ભરેલી, વીંઝણાની દાંડી જેવાં, પદ્મણિની કલાઈઓ જેવા, કણથી ભરચક ભરેલાં ડુંડાંઓ બાજરીયાંઓ તોડી તોડી ખાવા લાગી સીમમા ફરતા ખેડૂતોની આંખમાંથી અંગારા ઝરવા લાગ્યા. એમને લાગ્યું કે સાંજ પડતાં સુધીમાં લણવા-વાઢવા જેવું આજે ગાયે। રહેવા દેશે નહીં.

બેચાર મળી ડેલીએ દરબાર પાસે ધા નાખવા પહોંચી ગયા.

"બાપુ ! કાળો કેર થઈ ગયો ! બાર મહીનાની કમાણી પાણીમાં જાવા બેઠી છે, અમારાંછોકરા દાણા વિના રવડી પડવાનાં!"

આ સાંભળી દરબારનાં રૂંવાડે રૂંવાડાં કંપવા લાગ્યાં. તેમને લાગ્યું કે કોઈનું મેલીકાર આવ્યું. તમામ જુવાનો સબોસબ ઊભા થઈ ગયા : ખીંટીએ ટીંગાતી શિરાઈની અંગૂંઠડ્યા વાઢવાળી હાથમાં લઈ વાધરી છંડાવવા લાગ્યા.

"અલ્યા મેઘા પટેલ, શું છે? કોણ ચડી આવ્યું છે ?" ભાયાતોમાં સહુથી મોટેરા ડોસાજી બાપુએ પૂછ્યું.

મેઘો બોલ્યો : "બાપુ ! ચડી તો કોઈ આવ્યું નથી, પણ આજ ધણમાં વીરો ગોવાતી આવ્યો નથી. કોઈ સાધુસંતો આવ્યા હશે એટલે તેમાં રોકાઈ રહ્યો હશે, નધણીયાતું ધણ, સીમમાં પેધી ગયું છે, સીમ ભેળાઈ ગઈ છે, જુવાર-બાજરીને સાફ કરે છે."

ડોસાજી બાપુએ ઘોડી સાબદી કરી જોવા નીકળ્યા- જુવાનો તલવારોને ખીંટી પર મૂકતા-હસી પડ્યા અને અફીણ ઘૂંટવાનું અપૂરું રહેલુ કામ આદરી દીધું.

ડોસાજી સીમમાં ગયા ત્યારે મેઘાના કહેવાથી જુદું જ જોયું, વીરો ધણ સાચવી ઊભો છે: ધણ નદીકાંઠે ખડમાં ચરી રહ્યું છે, મોલાત પવન સાથે નાચતાં નાચતા પોતાનાં રૂપેરંગે જોનારની આંખો ઠારતી હતી. આવતી જુવાનીમાં અધરણીયાત થયેલ સહજ પીળે વાને પદ્મણિ જેવી જુવાર અને નવી આણાતને મ્હોલે પગલાં માંડતા જુવાન જેવો બાજરો જોતાં ડોસાજી વીરા પાસે આવ્યા.

"આવો આવો ડોસાજી બાપુ! આજ તો તમારા મોટા પગ આ તરફ?" વીરાએ ડોસાજીને બોલાવ્યા.

ડોસાજી પાસે આવ્યા. "વીરા ભગત! આજ તો મન થયુ કે હાલ જીવ, સીમા જોઈ આવું, કેવાક રંગમાં છે, ત્યાં તારો ભેટો થઈ ગયો."

"બાપુ, વા'લાજીએ લુણસરીયા પર એણ સાલ મ્હેર કરી છે, સાચે મોતીડે મોલાત પાકી છે, વાઢે કે કાઢે ખૂટે એમ નથી. હજારુ હાથવાળો આપવા બેસે છે ત્યારે કંઈ મણા રાખે છે!" વીરાએ લાકડીના ટેકે પંડ ટેકવી હસતા હસતા કહ્યું.

"છે તો એમ જ વીરા!" આમ કહી ડોસાજી ઘોડી પરથી નીચે ઊતર્યા. વીરાએ ભૂંગળી ભરી. બન્નેએ પીધી. કોણ જાણે ડોસાજીને આજે વીરા પાસેથી ખસવું ગમતું ન હતું.

"વીરા! શિરામણ લાવ્યો છે?" ડોસાજી બાપુ બોલ્યા.

"હાસ્તો! ભરવાડભાઈ બધુ ભૂલે પણ ભાત લેવું ભૂલે નંઈ. આવો આવો, આજ તો ભેળા શિરામણી કરીએ."

ડોસાજી દરબારને ધાબળો પાથરી વીરા ભગતે બેસાડ્યા આગળ રોટલો અને દોણીમાં ભરેલી છાસ મૂકી ડોસાજી ખાવા લાગ્યા, આજે તેને વીરાના ભાતમા અલૌકિક સ્વાદ આવવા લાગ્યો: "વીરા તું ખા ને?" બાપુએ વિવેક કર્યો.

"ના બાપુ, ઘેરથી જમીને નીકળ્યો છું. બપોરે વાત."

"તંયે તારા બપોરા તો હું ખાઈ જાઉં છું, પછી તારું શું?"

"હશે બાપુ, ઘરવાળી દઈ જશે, સમાચાર મોકલાવીશ."

"વીરા! દરબારમાંથી મોકલાવું? આજ તો તને જોઈ ખસવાનું મન થાતું નથી, તારામાં નવું નવું દેખાય છે."

"મારાં ધન્ય ભાગ્ય, ગામધણી કાં રામધણી. આજે વીરો નશીબદાર બન્યો. પણ તમે આવ્યા શું કરવા ઈ સારી વાત હજુ કરી નથી."

"ભગત કહેતાં શરમ થાય છે. બોલ્યા મેઘા પટેલે ચાડી કરી કે વીરો ધણમાં નથી, ગાયો ચોસટ ચરે છે. આવ્યો હતો ઠપકો દેવા, અને જમીને જાઉં છું.

વીરા આજકાલ લોકવરણ ચાડીયું થઈ ગયું છે."

થોડી વાતો કરી જમી, હાથ બાજુના તલાવડીમાં ધોઈ, બાપુ ઘોડી પર ચડી, ઘર તરફ રવાના થયા. ગામ લગભગ પહોંચે છે, ત્યાં સામે વીરો ગોવાળી મળ્યો, ખભે લાકડી : હાથમાં ભાતોડીયું : વીરે બાપુને આવતા જોયા : પેટમાં ફાળ પડી : નક્કી આજે ગાયોએ ભારી રંજાડ કરી : બાપુ જોવા આવ્યા : ગામમાંથી અંજળ ઊપડયું.

"બાપુ! આજ તો સાધુ હકે ભરાયા એટલે જમવા રોકાવું પડયું. મોકળા ધણે નુકસાની કરી હશે જ."

ડોસાજી ઘોડી પર જ થીજી ગયા, વીરો સામો મળી કહે છે કે 'ઘેર જમવા રોકાયો હતો' ત્યારે મેં જોયો ઈ વીરો કોણ? દરબારના દિલનો સંદેહ વધવા લાગ્યો. તેઓ ઘોડી પરથી નીચે ઊતરી વીરા પાસે આવી બોલ્યા : "વીરા ભગત! મેઘા પટેલના કે'વાથી હું સીમમાં જોવા ગયો હતો કે વીરા વિના ધણ સીમ

ચોપટ કરે છે, ત્યાં વીરો જોયો, તેની સાથે ભૂંગળીયું પીધી. એનું ભાત જમ્યો. મીઠી મીઠી વાતો કરી. જ્યારે તું ન હતો ત્યારે ઈ કોણ ?"

"ડોસાજી બાપુ, તમે ભાગ્યશાળી. તમે વ્રજના ગોવાળનાં દરશન મારાથી પે'લાં કર્યાં, હું રહી ગયો, સાચી વાત કરું છું કે, હું ઘરથી જ આવું છું, સીમમાં ગયો જ નથી."

"સાચી વાત છે વીરા ! ઘોડી માર માર કરતો આવું છું, તારાથી દોડીને પણ અહીં અવાય નહીં. મેં જોયો ઈ વ્રજનો ગોવાળીયો. મને જોતાં જ મોહ લાગ્યો હતો. તેના પગમાં પડવા મન નાચતું હતું, એની વાણીમાં જાદુ લાગતા હતા ભાતમાં અલૌકીક મીઠાશ આવતી હતી. તારે પ્રતાપે ભાગ્યશાળી બન્યો."

"દરબાર ! આ લાકડી સંભાળી લો. વીરાને બદલે બલરામનો વીરો ધણ ચારવા આવે ઈ ધણ હવે મારાથી ચરાય નહીં. નંદના ગોવાળિયાની ચારેલી ગાયો ચારવાનું ગજું વીરામાં નથી. આજથી ધણ ચારવાનું કામ મૂકી વીરો એના આશરે જીવશે, તે આપશે તે ખાશે, મેં ધણી પાસે ઢોર ચરાવ્યાં, કેવો કમભાગી !"

આમ કહી વીરો રડી પડ્યો, એની આંખમાંથી ચોધાર આંસુ પડવા લાગ્યાં. ડોસાજી દરબાર વીરાનો ભાવ જોઈ રહ્યા ત્યાં સામેથી ગાયોને દોડતી આવતી. ડોસાજી ખસી ગયા. ગાયો વીરા ભગતને વીંટી વળી ચાટવા લાગી. વીરા ભગત ગળે વળગી પ્રેમનાં આંસુ પાડતાં બોલ્યો :

"માતાઓ ! તમને નંદનો ગોવાળિયો ચારી ગયો. હવે મારાથી ચારી શકાય નહીં. તમો તો આજે તરણતારીણી છો. સાથે ગોવિંદના ચારવાથી ઊંચા પદ પર આવ્યાં છો. તમારો

ગોવાળ રજા માગે છે." આમ કહેતાં કહેતાં રડી પડાયુ. ગોરજ માથા પર ચડાવી દૂર ખસી ગયો. ગાયો હજુ પણ વહાલથી ચાટતી હતી. ડોસાજી બાપુ આ દૃશ્ય જોતાં પ્રેમનાં આસુ સારતા છાતી ભીંજવી રહ્યા હતા.

"વીરા ભગત ? તમોને લુણસરીયામાંથી જવા દેવાય નહીં. સદ્ભાગ્યે આવું માનવરત્ન મળી આવ્યુ એને ધૂળમાં મેળવાશે નહીં. તમારાં ચરણમા મારા ભાગમાથી છ સાતીની જમીન અને બે વાડીઓ અર્પણ કરુ છું, તમારે ગાયો ચારવી નહીં પડે આજથી આપ મારા ગુરુપદ પર."

"ડોસાજી બાપુ, ભરવાડ છું, મારાથી કોઈના ગુરુ થવાય નહીં. ધણી જરૂર વીરાનુ કામ કરી ગયો, એ એની મોટાઈ, મારી કમાણી નહીં. આપણે સહુ તેના છીએ, તેના જ રહીએ."

બન્ને ઘેર આવ્યા. વીરા ભગતે ભંડારીને વાત કરી. વીરુબાઈ હર્ષઘેલાં થયાં. સંતોને જાણ થતાં પોતાનાં ધન્ય ભાગ્ય માનવા લાગ્યા.

"ભંડારી ! લણાચા સૂંડલામાં નાખો." ભગત બોલ્યા.

"કોઈ કારણ ?" વીરુબાઈ બોલ્યાં.

"કારણ બીજુ શું હોય ? ધણી ઢોર ચારી જાય ઈ ગામે વીરાથી રહેવાય નહીં. પરચાની વાતો સાંભળી લોકો વીંટી વળશે. મોટાઈના માળખે ચડાવશે પછી આપણાંથી સંતોને નમાશે નહીં, સેવાશે યે નહીં. રોટી અપાશે નહીં. આપણે ટેલવાં મટી બીજા ટેલવાં રાખતા થઈ જશું, દુનિયાના હીલોળ સામે ઝીક ઝીલનાર થોડા જ પાકે છે, જરાક પરચા મળ્યા કે નાણાંની નદીઓ પહેવા લાગશે, મારે પીરાઈના પાપે રોટી ખાવી નથી."

"ભલે, આપની મરજી, ઠાકરને તમો લો, સૂંડલામાં સમાય એટલો જ લણાચો છે. ઠાકરની મે'ર છે. ઝાઝી ઉપાધિ નથી. રાણી રૂડીને તેડવી પડે તેમ નથી."

એકાદ કલાકમાં ઉપડવા જેવી તૈયારી થઈ ગઈ ત્યાં તો ગામલોકો આંગણાંમાં ભરાવા લાગ્યા. આગળ ડોસાજી દરબાર અને પાછળ તમામ ભાંયાતો આવી પહોંચ્યા.

"વીરા ભગત લુણમરીયુ મૂકી જવાશે નહીં. તમારે રોકાવું જ પડશે. અમારા માથા પર પગ દઈ જાવું હોય તો ખુશીથી જાઓ. મે'જે જાવા દઈશું નહીં."

ગામલોકો પણ ખેંચ કરતાં આડા સુવાની તૈયારી કરવા લાગ્યા.

ગામનો અને દરબારનો ભાવ જોઈ ભગતની આંખો સ્નેહભીની બની અને બોલ્યા : "તમારો મારા પ્રત્યે ખૂબ જ સ્નેહ છે. આથી મારા વિચારોમા થોડો ફેરફાર કરું છું. અહીંયાં તો નહીં જ રહુ, મચ્છુના સામે કાંઠે કેરાળા ગામ છે ત્યાં રહીશ. ઠાકરની મરજી ત્યાં રહેવાની છે. આપણાં બન્ને ગામો વચ્ચે માત્ર નદી જ છે, બહુ દૂર નથી. આમ કરવાથી સહુની વાત રહે છે. તમો થોડી હઠ મૂકો, થોડા વિચાર હું ઢીલા કરુ."

વીરા ભગતની વાત સહુને ગમી. વીરા ભગત કેરાળે રહેવા ગયા. ત્યાં જ દેહ પડ્યો.

કેરાળામાં નદીના દક્ષિણ કિનારે સમાધિમંદિર છે. તેમની રાણી અને રૂડી નામે બન્ને દીકરીઓ પ્રતાપી નીવડી. રાણીબાઈએ રાજકોટમાં જગ્યા બાંધી, જે આજે વિદ્યમાન છે. કેરાળામાં રૂડીબાઈ રહ્યાં. આજ પણ ડોસાજી બાપુની જમીન. જગ્યા પામે છે.

★

## શ્રી રામ ભગત

"મા! દ્વારકામાં જામ ખંભાળીયાવાળા સદ્‌ગુરુ મોરાર સાહેબની આગેવાની નીચે સવરા મંડપ કરે છે."

રાણીબાઈના મોટા દીકરા રામા ભગતે પોતાનાં વિશ્વ-વિખ્યાત ચમત્કારી પરમ ભક્ત મા રાણીબાઈની પાસે આવી કંકોત્રી તેના પગમાં મૂકી કહ્યું.

રાણીબાઈ કંકોત્રી આંખે અડાડી માથે ચડાવી બોલ્યાં: "રામ! જામને ઠાકરે ઠીક સદ્‌બુદ્ધિ સુઝાડી, ભલી ભાવના જાગી. સવરા મંડપમાં અનંત ભેખ ભગવાન પધારશે. મા .ગોમતીમાં ન્હાશે, દાદાનાં દર્શન કરી પાવન બનશે."

"માડી! કહેવાય છે કે મોરારસાહેબ સમાતમાં બેસી ગયા હતા. જામની વિનંતિથી મોતને એક વરસને માટે પાછું ઠેલી, સવરા મંડપની ભાવના પૂરી કરવા દ્વારકા જામ સાથે પધાર્યા છે. કંકોત્રીમાં મુખ્ય નામ તેમનું છે."

"રામ! સંતોનાં ઘર અકળ છે બાપ! એક વર્ષ શું, સંતો પાસે યમદેવ આવી શકતા જ નથી. ભક્તિનાં અમૃતપાન કરનાર હરિજનો કાળને જીતી જાય છે. બાપના વરદાને બિજ્મે છ માસ મોત પાછું ઠેલ્યું. ભાણુસાહેબનાં ઘર અકળ છે રામ!

તેના માથે રવીરામને હાથ છે. ભાણુના ઓઢણાં ઓઢ્યાં છે. કબીરસાહેબના ઘર, ઘરથી જ કાળને જીતનારાં ગણાય છે. તારે જવું છે ને ?"

"હા મા, સંતમેળાવડામાં જવાની હોંશ કોને ન હોય? મા, તમો આવશો ?" રામ ભગતે કહ્યું.

"ના, આજે મારી ઉંમર સો ને બાર વર્ષની છે, મારાથી હવે પંથ થઈ શકે નહીં." માએ કહ્યું.

"માડી! ઠાકરના ઘરમાં વાહનનો તોટો નથી. પધારો તો અમો સહુને આનંદ આવે!"

"મારા રામ! ઠાકરના વાહન મારાથી ઉપયોગમાં લેવાય નહીં. આપણે તો ઠાકરના ગોલાં ગણાઈએ બાપ! સંતો ઠાકરના અંશ છે, તેની ટેલ–બંદગી કરવી એ આપણો ધર્મ છે, મહંતાઈ કરનાર નર્કમાં જવાના છે, ઠાકરના નામે ઠાઠ કરનારને ઠાકર સહેજે જવા દેવાનો નથી."

"માડી! સોરઠના બધા સંતો. ભક્તો ઠાકરનો માલ વાપરે છે."

"રામ! એની વાત.એ જાણે, તારી માના પંથ જુદા છે, તું તારે જા. દર્શન કર અને સંતોની ચરણરજ લાવજે. માથે ચડાવી ભાગ્યશાળી બનીશ."

"માડી!" રામ ભગત સહજ ગળગળા થઈ બોલ્યા : "કંકોત્રીમાં લખ્યું છે કે તમારું ઘર ચમત્કારી ગણાય છે, તમારી માની સાથે ઠાકર વાત કરે છે, આવી વાતો તમારા ઘરમાંથી બહાર આવે છે, તો સવરા મંડપમાં અનંત ભેખ ભગવાન આવશે ત્યાં લોઢાના ચણા ચાવવા જેવી વાત છે; આવો તો વિચારીને આવજો."

"હોય મારા જાયા. કોઈ વાયડું લખે એમાં આમ ઢીલો શીદને થાય છે? આપણે તો ભેખ ભગવાનનાં ચરણુની રજ છીએ; ઠાકર રીઝ્યો હોય તોય સંતોની સેવાના પ્રતાપે જ ને? તારી મા પીરાઈ લઈને થોડી જ જન્મી છે? રામ! ભગતી કરનારે સાયરપેટા થાવું જોઈએ, છાછરપેટાના હૈયામાં મેરામનાં રહેઠાણ રહેતાં નથી. તુ રાણીનો દીકરો છે, તારી મા સંત-સાધુ અભ્યાગતોને સર્વસ્વ માને છે, રામ! તું મારા પેટે દશ માસ રહ્યો છે. લખનાર લખે એમાં વાંચનારને હીણપ નથી. થોડા સંતો સાથે લઈને જા બાપ!"

"માડી! જો સવરામા જાઉં તો મારે લોઢાં ચાવવાં જ જોઈએ, નહિતર મારી માની કમાણી લાજે. સંતો બોલે કે ભરવાડ આખરે ભરવાડ જ રહે ને! તું હેતથી રજા આપે તો જાઉં અને લોઢાના ચણા ચાવી આવું." રામ ભગતે ગૌરવ સાથે કહ્યું.

"જા બાપ! મને વાંધો નથી, ઠાકરનો ભરૂસો હોય, કમાણી પર વિશ્વાસ હોય તો ચાવજે. સાત સાત દહાડા ગોવર્ધન ઉપાડનારને ખરા ભાવથી સેવ્યા હોય તો લોઢાના ટુકડા દ્રાક્ષ-કાજુ થઈ જવાના, બાકી માની ઓદપે સાહસ કરતો નહીં. સંતોનાં ઘરમાં સહુની કમાણીનાં પારખાં લેવાય છે. રામ ભાઈ, મોરાર જેવા પારેખની સામે ખેલ ખેલવાના છે. દોર ચૂકાશે તો નટવો હતો ન હતો થઈ જશે. વિચારીને જજે."

"મા ઠાકર રાખશે તેમ રહેવાશે. કમાણી હું પામર શું કરી શકું? બાકી સંતસેવી જનેતાના પેટમાં આળોટ્યો છું, સંતોનાં ચરણામૃતો ગળથૂથીમાંથી પીધાં છે, પોતાનાની પારખ ટાણે ઇજ્જત રાખશે, ભરૂસો તો છે જ, મા! માત્ર તારી આશિષ જોઈએ." આમ કહી રામ ભગત પ્રતાપી માતાના પગમાં

પડ્યા. માએ માથે હાથ મૂકી સવરા મંડપ (સર્વજીત યજ્ઞ)માં જવા આજ્ઞા આપી.

રામ ભગત તે જ રાત્રીએ તૈયારી કરી દ્વારકાને પંથે રવાના થયા.

( ૨ )

રામ ભગત જાતે ભરવાડ. આજના રાજકોટમાં બેડીના નાકેના મંદિરના સ્થાપનાર રાણીબાઈના પુત્ર. રાણીબાઈ મૂળ વતની વાંકાનેર પાસેના કેરળા ગામનાં ભરવાડ પુત્રી; બાળપણથી સિદ્ધ. વાંકાનેરના રાજબનેસિંહજી દરબારે ગાયોના ચરણના પૈસા માગતાં, રીસાઈ રાજકોટ આવ્યાં, અને ત્યાંના ત્યારના ઠાકોર ભામાજી રાજે રહેવા જમીન અને ગૌચર સદાવ્રત માટે છ સાંતીની જમીન કાઢી આપી. રાણીબાઈ ખૂબ રામભક્ત બાઈ થઈ ગયાં. આજે તેમના હજારો અનુયાયી છે. માળિયા, મીયાંણા, નાંડ ગામે શ્રી મોરલીધરની પથ્થરની પ્રતિમા સિંહાસનમાંથી ચાલી રાણીબાઈના હાથમાં આવી બેઠી, જે પ્રતિમા હાલે રાજકોટ દેવાલયમાં બિરાજે છે. રામ ભગત માના પગલે ચાલી સંતસેવા કરતા, આથી પરમ સિદ્ધ બન્યા હતા.

દ્વારકાના આંગણે જ્યાં સાક્ષાત શ્રીહરિ બિરાજતા હોય ત્યાં ઉત્સવોની કમી શાની હોય ? છતાં આજે સવરા મંડપ જામ તરફથી થતો હોવાથી હજારો સંતો, ભક્તો અને પ્રેક્ષકો આવી રહ્યા હતા : ગેડ, બારાડી, ઓખા ઉતરી પડ્યા હતા. કાશીના ઝાંપાથી આરંભી ખંભાળીયા સુધીના મહાત્માઓ, મંડલેશ્વરો, મંહતો આવ્યા હતા. જામે જે ભાગ રોક્યો હતો તે આજે જામપરાના નામે ઓળખાય છે. ત્યાં અન્નના પર્વતો ખડકાયા હતા. સાગરકિનારો માનવમેદનીથી ઉભરાતો હતો. દેશદેશના જાતજાતનાં, રંગરંગનાં વસ્ત્રોથી, માનવવસંત શોભતો હતો. યજ્ઞસ્થાને વિશાળ મંડપ બાંધવામાં આવ્યો હતો.

મંડપના ઉપર લીલા રંગની પાંચ ધ્વજાઓ અને કળશો રાખવામાં આવ્યા હતા. સ્થંભ પાસે મોરારસાહેબ, જામ અને અન્ય મહંતોના માટે ગાદીઓ નાખવામાં આવી હતી. રાતદિવસ મંડપ રામસાગરનાં તારે મંજીરાના રણકારે ગાજતો રહેતો.

સવરા મંડપની સ્થાપનાથી આરંભી સાત દિવસ સુધી તે રહેવાનો હોવાથી, ભજનિકો, સંતો–મહાત્માઓને આવવા રહેવાનો સમય ખૂબ જ હતો. મંડપમાં વર્ણભેદ, આશ્રમભેદ, કે વિચારભેદને સ્થાન ન હતું. સહુ એક થઇ સર્વત્યાગ કરી અલખને આરાધે એ આ મંડપના સમારંભનું ધ્યેય હતું. મંડપના પ્રવેશદ્વારે મોટે અક્ષરમાં લખવામાં આવ્યું હતું—

जाति पाति पूछे नहि कोई हरिको भजे सो हरिका होई

હરિના આરાધકો હજારોની સંખ્યામાં આવ્યા હતા. મંડપ વચ્ચે અખંડ જ્યોતિ અને રામા પીરના નકલંકી ઘોડા પાટે પધરાવવામાં આવ્યા હતા. લોકો આવતા, નમતા અને જતા.

"સાહેબ ! રાજકોટના ઉતારેથી, રામ ભગત જમવા આવતા નથી." રસોડાના વ્યવસ્થાપકે મોરારસાહેબ અને જામસાહેબ જ્યાં હતા ત્યાં આવી ખબર આપ્યા.

"નહીં આવવાનું કાંઈ કારણ જણાવે છે?" મોરારસાહેબે પૂછ્યું.

"જી ના! તેઓ માત્ર એટલું જ જણાવે છે કે જમવાની વેળા આવશે ત્યારે જમીશું. આવ્યા છીએ ત્યારે જમ્યા વિના થોડા જ રહેવાના?"

મોરારસાહેબે જામ તરફ જોયું. અને વ્યવસ્થાપકને કહ્યું, "તમો જાઓ, તમારા કામે લાગો. રામ ભગતને જમવા અમો તેડવા જશું, તે આવશે જ."

વ્યસ્થાપક માથું નમાવી ગયો. મોરારે જામ તરફ જોયું.

જામે, મનોભાવ કળી કહ્યું, "સાહેબ, આપણે તેમના ઉતારે જવું પડશે ?"

"હા જામ! જ્યારે યજ્ઞ આદર્યો છે, ત્યારે જવું જોઈએ. સાંભળ્યું છે ને, પાંડવના યજ્ઞમાં એક શ્વપચ જમ્યા વિના રહી ગયો હતો આથી શંખ વાગ્યો નહીં. મહારાજ અજાત શત્રુ તેડવા ગયા, દ્રૌપદીએ જાતે રસોઈ કરી જમાડ્યા ત્યારે શંખ વાગ્યો. આમાં જામપણુ ચાલે નહીં. આ તો સંતમેળો છે. અનેક વાર અગ્નિપરીક્ષા આપવી પડશે." મોરારસાહેબે જામનો સ્વધર્મ શો છે તે સમજાવ્યું.

"આવીશ. આપ પધારો, આપણે સાથે જ જઈએ. અન્ય કોઈને લઈ જવા ધારો છો?"

"હા જામ, સોરઠની આગેવાન વિભૂતિઓ બધાને." જામની આજ્ઞાએ જોતજોતામાં કમીજડા, રાપર ચીમાડ, દૂધરેજ, દૂધઈ, ચલાલા, થાન, પાળીયાદ, મોલડી, ગોંડલ, જૂનાગઢ વગેરે સ્થાનોના સંતો, મહંતો, ભક્તોને બોલાવી રાજદૂતો, હાજર થયા, આખોય સંતસમાજ રાજકોટના ઉતારે આવ્યો.

રામ ભગતને પ્રથમથી ખબર આપવામાં આવી હતી. તેઓ સામે આવ્યા. સંતોને નમી ચરણરજ લઈ સત્કાર્યો, તેઓ આસનો પર બેઠા પછી પોતે જમીન પર નીચે બેઠા.

"રામ ભગત!" મોરારસાહેબે કહ્યું, "જમવા કેમ આવતા નથી, બાપ? આ તો હરિજનોનો મેળો છે, અન્નયજ્ઞમાં કોઈથી, ભૂખ્યું રહેવાય નહીં. ત્યારે તમો તો રાણીબાઈના છોરૂ છો. સૌરાષ્ટ્રના ધર્મસ્થંભની ધ્વજા ગણાઓ, કાલે પંગતમાં આવ્યા ન હતા એ ખરું ?"

"હા સાહેબ, ખરી વાત છે, ભાણુના ઘર સામે ભાંગતી વાત કરાય નહીં, સમાધિમાંથી કાળને જીતી ઊઠનાર સામે વડાઈની શી વાતો વદવી!"

"હશે રામ ભગત, ઈ બળ મોરારનુ નથી, સંતસેવાનો પ્રતાપ છે. મોરાર વાઘેલો હતો ત્યારે ભરવાડનાં ઢોર ચારી રોટી મેળવી ખાતો. બકરાનું દૂધ અને રોટી હાથમાં લઇ ગુજર કરતો, હરિગુરુ સંતની દયાથી, આજે મોરારસાહેબ કહેવાય છે, જામનો ગુરુ ગણાય છે, બાકી મોરારમાં આજ પણ કાંઈ જ નથી. હવે મૂળ વાત પર આવીએ. બોલો, જમવા કયારે આવો છો?"

"બાપુ! આજ્ઞા કરે ત્યારે!" રામ ભગતે કહ્યું: "પરંતુ, થોડીક આંટી છે." આમ કહી કંકોત્રી મોરારસાહેબની સામે મૂકી, મોરારસાહેબે વાચી, જામને આપી. જામનો ચ્હેરો વાંચતાં જ લાલ હિંગળોકવરણો થઈ ગયો. "આ કોઈક હલકા ધર્મદ્રોહી માનવીનાં કામ છે." જામ આવેશમાં બોલી ઊઠ્યા.

"હશે જામસાહેબ, ગમે તેણે લખ્યુ હોય, એ વિચાર કરવાનો આજે સમય નથી." રામ ભગત ધીરેથી બોલ્યા: "આપના લખવા પ્રમાણે લોઢાના ચણા ચાવ્યા પછી જ સવરા મંડળમાં સંતપ્રસાદ લેવાય. જામ! થોડી ઠાકરસેવા કરી છે, સમાધિમાંથી ઊઠવા જેટલી કમાણી નથી કરી પણ ચણા પચે તો પચાવવા મથામણ કરી જોઉં, ઠાકરને રીઝવ્યા હશે તો ખવાશે." આ સાંભળી સંત સમાજ સ્થિર થઈ ગયો. રામ ભગતની માંગણી પ્રકૃતિથી વિરૂદ્ધ હતી. માનવી લોઢાના ટુકડા ચાવી જાય એ અદ્ભુત વાત ગણાય. કલિકાલમાં આવા સિદ્ધ હોય એમ માનવા સંતમંડળ તૈયાર ન હતું. રામ ભગતની વાત સાંભળી જામ થીજી ગયા. કશું ય બોલ્યા નહીં. તેમને લાગ્યું કે આ માનવી ખરેખર સિદ્ધ હશે?

, આખી યે વાત મોરારસાહેબ પામી ગયા. "રામ! બાપુ! રાણીબાઈનો દીકરો લોઢાના ટુકડા ચાવે એ મોટી વાત નથી. બાપુ, ભક્તિનો અર્થ પરચા કે પીરાઈ બતાવવાનો નથી. હરિજનો ધારે તે કરે છતાં પ્રકૃતિના નિયમો ઓળંગવા એ શોભાસ્પદ નથી. એ વાત જવા દો. ઊઠો અને જંમી લો. લખનાર લખી નાખે તે પર ધ્યાન આપી તમારા જેવા શશિયર નરને નમવું યોગ્ય નથી."

"બાપુ! નમવાની વાત નથી. હું યે જાણું છું, ભક્તિ કોઈ ભાંડની રમત નથી. પરચા બતાવી પેટ ભરનાર પામર છે અને પરચાની કથા કરી નામના રળનાર એથી યે પામર છે. હું અંતરની પ્રેરણાથી બોલું છું, માંય બેઠેલો મેરામ કહે છે કે મારે ભક્તિની લાજ રાખવા લોઢું ચાવવું જ જોઈએ. નહિતર આવતા કાળમાં ભક્તો ભાંડ ભવાયામાં ખપવા લાગશે, આજ તો આપ જેવા રૂડા પુરુષો અમારા આગેવાન છે, કાળને જીતી જગતને જીતો છો; પછી આવા સવરા મંડળ કોણ કરાવશે, ભક્તિનાં મહાત્મય કોણ ગાશે?"

"રામ ભગત! હું યે જાણું છું" મોરારસાહેબ બોલ્યા "આપણા નામે રળી ખાનાર બાકી રહેવાના છે. ધર્મની ધજા લજાવણહાર પાકવાના છે. આપણાં નિશાનના દોર પર નહીં પણ આપણી મિલ્કત અને નામને વટાવી ખાનાર આવવાના છે; પરંતુ એને રોકવાનો કોઈ ઉપાય નથી. થવાકાળ થયા જ કરશે શું તમારી હઠ નહીં જ મૂકાય?"

"ના બાપુ, હું જાતે ભરવાડ ખરો ને? બુધ્ધુ વરણ ઊંહું થયું તે થયું, આમારા માલધારીમાં કેટલી વિવેકબુદ્ધિ હોય? અમારાથી લીધી વાત મૂકાય નહીં, જાત જ જાડી બુદ્ધિવાળી ત્યાં થાય શું!"

"જામ! રામ ભગતની ભાવના પ્રમાણે જલ્દી કરો. લોઢાના ચણા ચણા જેવા ટુકડા કરી થાળમાં મંગાવો. જમવાનો વખત જાય છે. રામ ચણા ચાવ્યા વિના નહીં ઊઠે."

"મહારાજ, લોઢાના ચણા?" જામે સંદેહ કર્યો.

"હા હા!! લોઢાના! એમાં સંદેહ જેવું નથી. જામ, તમો રાજાઓ સંતોની ગતિમાં સમજી શકો નહીં. તમો રીઝો કે ચેલા થાઓ ત્યારે ગુરુચરણે લક્ષ્મી ધરતા આવડે, ગામ-ગીરાસ અર્પણ કરી સાધુઓની મૂંઝવણમાં વધારો કરો અને ખીજો ત્યારે પડાવી લઈ મહંતો, સંતો અને ભક્તોને રાતે પાણીએ રડાવો. આ તમારી શ્રદ્ધા-ભક્તિનો આંક. જલ્દી મંગાવો. હું ઠીક કહી રહ્યો છું."

મોરારસાહેબની આજ્ઞા માથે ચડાવી જામે સેવકો દોડાવ્યા. થોડી જ વારમાં થાળમાં લોઢાના ચણા ચણા જેવડા ટુકડાઓ આવ્યા. જામે મોરારસાહેબના હાથમાં મૂકયા.

"રામ ભગત, ત્યારે લો બાપ, ઠાકરનું નામ લઈ લાગો હરિહર કરવા."

રામ ભગતે થાળ હાથમાં લઈ ઠાકરનું ધ્યાન ધર્યું. વિક્રમ સંવત ૧૯૦૭માં દ્વારકાના પાદરમાં આજે જામપરા છે ત્યાં સંખ્યાબંધ સંતોની હાજરીમાં લોઢાના ચણા ચાવવા લાગ્યા-પ્રેક્ષક વર્ગ દંગ થઈ ગયો-કોઈથી આ કોયડો ઉકેલાયો નહીં.

ખાલી થાળ મોરારસાહેબના હાથમાં આપી રામ ભગત સાહેબના ચરણમાં નમ્યા. સાહેબે રામ ભગતને હૈયામાં હેતને આંસુડે નવરાવતાં ચાંપ્યા અને બોલ્યા : "બાપ, રામ! તેં ઘોર કલિયુગમાં ભક્તિની શાન વધારી, મા રાણીની કૂખ અજવાળી, અમોને ભાગ્યશાળી બનાવ્યા, મારું સમાધિમાંથી ઊઠવું સાર્થક થયુ. રામ, તારા જેવા બહાદુરના હાથમાં નાવ

હશે તો સોરઠમાં ભક્તિ સ્થિર રહેશે. તેં સવરા મંડપની શાન વધારી. તારે આવ્યે સહુ રૂડા લાગ્યા.”

“બાપુ! આજું છોકરા માટે કહેવું એ ફૂટવવા જેવું છે. આજે જે આપે જોયું એ તમારા જેવા સંતોની સેવાનો પ્રતાપ છે. રામ ભરવાડણનો દીકરો છે. બાપુ, બકરાં ચારતલમાં બુદ્ધિ શું હોય? સંતો ક્ષમા કરજો, હું તો તમારો છોરૂ છું, ખીરા ખીલાને જોરે કૂદે. અમો ભકતો તમારા સંતોની સેવાના બળે કૂદી રહ્યા છીએ. અમારી પીરાઈ તમારા ચરણની રજમાં પડી છે. આજે મારી લાજ તમોએ રાખી છે.” રામ તમામ સંતોના ચરણમાં નમ્યા.

તમામ સમાજ સ્નેહભીની આંખોએ આશીર્વાદ આપવા લાગ્યો.

“મહારાજ આ શું?” જામે મોરાર સ્વામીને પૂછયું.

“કાંઈજ નહીં! જામ, તમોને આશ્ચર્ય થાય છે કે પ્રકૃતિથી વિરૂદ્ધ માનવી લોઢું ચાવે એ શું? એજ ને?”

જામ બોલ્યા : “જી, હા!”

“મારા જામ! રામ અને રામ જેવા અનંત સંત-ભક્તો પ્રકૃતિના સ્વામીને રીઝવી તેના બનેલા છે. તેઓ પ્રકૃતિના માથા પર પગ દઈ ચાલવા જેવી ગતિ ધણી પાસેથી મેળવી બેઠા છે. ભકતજનો સિદ્ધનાયે મહાસિદ્ધ છે. ભક્તિના પ્રતાપે સિદ્ધિઓ આવે છે. ભક્તજનો હરિનામનો મંત્ર નિરંતર જપતા રહે છે, આથી સિદ્ધિઓ તેમની દાસી બની રહે છે; આમાં આશ્ચર્ય પામવા જેવું કશુંજ નથી.”

પ્રસ્તુત પ્રસંગ પૂરો થયા પછી સહુ જમવા ઊઠ્યા. જોતજોતામાં સવરા મંડપના ખૂણેખૂણામાં ચણા ચાવવાની વાત પ્રસરી ગઈ.

સાત દિવસ દ્વારકામાં રહી શ્રી દ્વારકેશ ભગવાન તથા બેટના ઠાકોરનાં દર્શન કરી રામ ભગત રાજકોટના પંથે પરવર્યા. માર્ગમાં 'પોતાના ઠાકોરજી પર આવું દેવાલય હોય તો!' આ વિચારો સેવતા રાજકોટ આવ્યા, માને નમ્યા.

( ૩ )

રામ ભગતને દ્વારકાથી આવ્યાને આજે ત્રીજો દિવસ હતો. સૂર્યદેવ ઊગી ઊગમણી દિશાથી વિશ્વને અજવાળી રહ્યા હતા. મા ઘડપણના છેક છેલ્લા પરથાર પર બેઠાં હતાં છતાં ઠાકોરજીને જગાડવા અને મંગળા શૃંગારની સેવા છોડી ન હતી. મા આરતી કરી હરિનાં દ્વારની બહાર આવ્યાં. રામે આવી ચરણરજ લીધી. મા ઓટલા પર બેસી ગયાં. રામ ભગત સામે ધૂળમાં બેઠા.

"કેમ રામ, તારે કાંઈ કહેવું છે? આજે બે દિવસ થયા તું ઉદાસ કેમ રહે છે?" માએ પુત્રને ઉદાસીનું કારણ પૃછયું.

"બીજું તો કાંઈજ નથી. મા! હૃદયમાં ભાવના પ્રબળ વેગ કરી રહી છે કે આપણા ઠાકોરનાં બેસણાં દ્વારકાના દેવળ જેવા દેવળમાં કાં ન હોય? ભલે તેટલી વિશાળતા કે ઊંચાઈ આપણે કરી શકીએ નહીં, પરંતુ દેવાલય તો અવશ્ય બંધાવી શકીએ. તું રજા આપશે?" રામ ભગતે દેવાલય માટે માની આજ્ઞા માગી.

આ સાંભળી મા હસી પડ્યાં અને બોલ્યાં: "રામ, બાપ! તને આવા વ્યામોહો ક્યાંથી જાગ્યા? ઠાકર ઝૂંપડીમાં બેઠા હોય તો પણ ઠાકર છે અને દેવાલયમાં અનંત લક્ષ્મી સાથે બિરાજતા હોય તો પણ ઠાકરજ છે—તેમને દેશકાળ, વસ્તુ કશાય આવરી શકતાં નથી. રામજી, તને આવી ભાવના જાગી એ તારી ઊણપ તને બતાવી છે; રામ બેટા! શરીર અને શરીરી

બન્નેમાં જ્યાં સુધી ભેદબુદ્ધિ છે અર્થાત્—શરીરથી ભિન્ન આત્મા છે, આવી ભાવનાના પ્રવાહો વહેતા નથી, ત્યાં સુધી આમ થયા જ કરે છે. મારા પુત્ર! આત્મા સ્વામીનાં ચરણે અર્પણ કર્યા પછી આવા ભેદભાવ રહેતા નથી. ઠાકર આપણાથી જુદો છે આમ માનવું એ અજ્ઞાન દશા છે. આવો ભેદ ભાસે તે ભક્તિની અપકવ અવસ્થાનું દર્શન છે. તારે દેવાલય બંધાવવું છે, એથી શું વધારે છે? ઉત્પત્તિ, સ્થિતિ સાથે લય એ પદાર્થોનું સામાન્ય લક્ષણ છે. સામાન્ય કે અસામાન્ય પ્રત્યેક દ્રવ્યો નાશવાન છે જ. એ વાત જવા દે, નાશવાન પદાર્થો પાછળ સમય-શક્તિનો વ્યય અટકાવી, અસામાન્ય પ્રવૃત્તિ, કે જે ગરીબોની સેવા, સંતદર્શન, ગૌધન પાલન—આ બધાં પાછળ તારી શક્તિ ખર્ચવામાં તારું અને વિશ્વનું કલ્યાણ છે. આપણે જેને 'મારો ઠાકર' કહીએ છીએ તે સર્વનો ઠાકર છે. આપણું 'મારાપણું' 'સર્વપણા'માં પરિણમવું જોઈએ. તો જ આવા શબ્દો બોલવા શોભે છે."

"મા! તું ગમેતેમ સમજાવ પરંતુ મારું મન માનવાનું નથી. મારે ઠાકોરજી માટે દેવાલય ચણાવવું, આ ભાવોર્મિવશ કયાં સુધી રહેવું? દેહ છૂટશે, તો ફરી અવતાર લેવો, અને ચિંતનીય કાર્ય પૂરું કરવું પડશે."

"વાહ....વાત આટલી સીમા પર પહોંચી છે? ત્યારે એક શરતે રજા આપું છું-આ સામે દેખાય તે લીંબડો કાલે મીઠો થવો જોઈએ. તેમ થશે તો હું જાણીશ કે મારો રામ ભજનના બળથી પ્રકૃતિ-વિજેતા બન્યો છે. પછી જ રજા મળશે. સમજ્યો રામ!" મા બોલ્યાં.

"ભલે મા, ઠાકરને રીઝવવા મહેનત કરીશ. તેમની ઇચ્છા હશે તો સાગર મીઠા થાય, ત્યારે લીંબડો મીઠો થાય એ મોટી વાત નથી."

બીજી સવારે સૂર્યોદય થતાં ભગવાનના મંગળ શૃંગારની આરતી કરી મા બહાર આવ્યાં અને લીંબડા પાસે ગયા. રામે પાન તોડી માના હાથમાં મૂકયા. અન્ય ભક્ત સંતો હાજર હતા. તેમણે ચાખ્યાં. માએ ચાખ્યાં. તેમની આંખમાં હર્ષાશ્રુ આવ્યાં. રામ ચરણમાં નમ્યાં. માએ આજ્ઞા આપી : "રામ ! ઠાકોરજીની મરજી છે, દેવાલય ચણાવ બાપ. તને યશ મળશે. તું પરીક્ષામાં સાચો ઠરે છે."

તે જ દિવસે પાયા ખોદાવવાના કાર્યનો આરંભ કરવામાં આવ્યો, અને યથા સમયે દેવાલય પૂરું થયું, ભગવાન મોરલી-ધર વ્રજરાજ સિંહાસન પર બિરાજ્યા. રામ ભગતની ભાવના પૂર્ણ થઈ.

આજે રામ ભક્ત નથી પરંતુ તેમની ભક્તિની, શ્રદ્ધાની, સિદ્ધિની કીર્તિગાથા ગાતું દેવાલય છે. આજે ગજકોટ બેડીનાકા પાસે ભગવત દેવાલય નકલંક મંદિરની સામે લીંબડો ઊભો છે. તેનાં પાનો આજ પણ મીઠાં છે.

વીસમી સદીના આરંભમાં આવા ભગવત્-ભક્તો હતા તેમનાં જીવનો ઉચ્ચતર હતાં તે આ પરથી સહેજે સમજાશે. ભગવાન સહુનું કલ્યાણ કરો !



## સંત લાલનશાહ

જૂનાગઢનો નવાબ લાલનશાહના ચરણમાં લળી લળી માફી માંગતો હતો. આવતી નવાબી, જેના નામે સોરઠમાં છોકરું છાનું રહેતું, ભલભલાં રાજ્યો ધ્રૂજતાં; તેણે આ ફકીરમાં એવું શું જોયું કે વારંવાર "મને માફ કરીને શાહસાહેબ, હું આપનો ગુન્હેગાર છું, મારી મસનદ પર મહેર વરસાવજો. મેં આપને બેગુનાહને સતાવ્યા. મારા હકમાં દુવા પઢજો" આમ કહેતો હતો?

નવાબની વિનવણી સાંભળી, મૌલવીઓ, કાજીઓ અને મુસ્લિમો લાલનની કુટિરના બારણે ઊભા ઊભા આશ્ચર્યમાં ડૂબી જતા હતા. નવાબ જાતે પગે ચાલી લાલનશાહની માફી માંગવા આવ્યો હતો.

વાત એમ બની હતી કે, લાલનશાહ જન્મે-ધર્મે-જાતે મુસ્લિમ હોવા છતાં પૂર્વના રસમાધુર્યના પ્રેમી અલીખાન, રસખાન, લતીફશાહ, જેવો કૃષ્ણભક્ત હતો. જ્યાં જ્યાં નામ-સંકીર્તન થતું હોય ત્યાં જાય. ધૂન મચાવે, ખરેખર, ભાવાવેશમાં દેહભાન ભૂલી બેશુદ્ધ બની જાય.

તેમના નામપ્રેમથી પ્રભાન્વિત બની વૈષ્ણવો આદર કરતા, મંદિરમાં પ્રવેશવા દેતા. વૈષ્ણવોના સંકીર્તનોમાં ખાસ બોલાવતા, અને તે પણ સુંદર સુંદર સન્માન સાથે.

લાલન નમાજ અવશ્ય પઢતા, સાથે કૃષ્ણ વિગ્રહના પૂજન તરફ મમતા રહેતી. નાની પ્રતિમા સાથે રાખતા અને તેને પૂજતા. ગીતા, ભાગવતી વૈષ્ણવી ગ્રંથોનું કુરાને શરીફ જેટલા જ ભાવથી પઠનપાઠન કરતા, ધીમે ધીમે ઈસ્લામી ભાવના જેટલી કૃષ્ણભકિત બળબત્તર બની. તે સર્વ ધર્મ પ્રત્યે સમાદર રાખતા શીખ્યા. આમ છતાં કૃષ્ણના ગુણો ગાવા–સાંભળવા વધુ ગમતા. રાધા–કૃષ્ણના વિહારનાં શૃંગારી પદોમાં તેમને સૂફી–તત્ત્વ દેખાતું. પ્રેમની મદિરામાં હમેશા મસ્ત રહેતા.

આ વાત મુસ્લિમ જમાતના કાન પર આવી. ઘણાએ માની ન માની, છેવટે જાતતપાસ હાથ ધરવામાં આવી. લાલનને મંદિરમાં જોયા, ધૂનમાં જોયા, બેશુદ્ધ થઈ પ્રેમની ઉન્મત્ત અવસ્થામાં પડતા જોયા. ઝૂંપડીમાંથી કૃષ્ણમૂર્તિ મળી આવી. ઈસ્લામના ચુસ્ત પૂજકોથી આ બધું સહન થયું નહીં. તેમને લાલનશાહની કૃષ્ણભકિતમાં દીને–ઈસ્લામની હીણપ, અવગણના થવાની ગંધ આવી. જમાતે 'નવાબ સાહેબ પાસે ફરિયાદ કરી કે, "લાલનશાહ ઈસ્લામ મનાઈ કરે છે તે માર્ગે જાય છે. મુસલમાન હોવા છતાં બૂતપરસ્તી કરે છે. કાફરના મંદિરમાં જાય છે, નાચે છે, કૂદે છે. બૂતપરસ્તી ઈસ્લામમાં યકીન રાખનારના દિલ બગાડે છે. તે જાતે ઈસ્લામમાં યકીન રાખતો નથી. હદીસોને વાહિયાત ઠરાવી ગીતા, ભાગવતને માને છે. પાક રસૂલનો બંદો મટી હિન્દુ થઈ ગયો છે. ખુદાવિંદ ! આપ સોરઠ મૂલકના ખાવિંદ છો, ફકીર લાલનશાહને શિક્ષા કરવી જોઈએ, એને જતો કરવામાં આવશે તો બેસતી

નવાબી તરફ મુસ્લિમો શંકાની નજરે જોશે. લાલન છૂપો હિન્દુ છે. તેના ઉપદેશથી પાક મુસ્લિમો ગેરમઝહબી બની જશે. આવી ખતરનાક પ્રવૃત્તિ અટકાવવા દીને-ઈસ્લામના નામે અરજ ગુજારીએ છીએ. તે તરફ જલ્દીમાં જલ્દી નેક નજર કરવા આપ નામદારની અમે ફીદવીઓ કદમબોસી કરીએ છીએ. દીને-ઈસ્લામ ખતરામાં છે."

અરજી વાચતાં અને રૂબરૂ વાત સાંભળતાં નવાબને ગુસ્સો ચઢયો. તેમણે લાલનને બોલાવી લાવવા પોતાના અંગ-રક્ષકોને હુકમ કર્યો.

હુકમ મળતાં અંગરક્ષકો ફરમાન મુજબ લાલનની ગિરનારના એક ભાગમાં આવેલ કુટિરમાં ગયા. જ્યારે નવાબના અંગરક્ષકો લાલનની કુટિરમાં ગયા ત્યારે શાહ પોતાની પર્ણકૂટિમાં શ્રીકૃષ્ણચરિત્રનું મધુર ભાષામાં ભાવભરી રીતે વર્ણન કરી રહ્યા હતા. અંગરક્ષકો સાંભળવા બેસી ગયા. રસ વધતો ગયો, રંગરેજના પાકા રંગે દિલ રંગાઈ ગયાં. તેઓ પકડવા આવ્યાની વાત જ ભૂલી ગયા. ત્યાં જ બેસી રહ્યા. ચૈતન્ય પ્રભુનાં દર્શને દર્શકની ઉન્મત્ત અવસ્થા થઈ જતી હતી, ઠીક તેવો ભાવ લાલનશાહની પર્ણકુટિમાંથી ઉભરાતો હતો. સહજાનંદ સ્વામી ગમે તેવા નાંઢને સમાધિ ચડાવી આપતા અને દિવ્ય દર્શન કરાવતાં તે જ પ્રકારે લાલનશાહની કુટિરમાં આવનારને પ્રેમસમાધિ સહજમાં ચઢી જતી. તે દેહભાન ભૂલી દિવ્ય પ્રેમ રસામૃતના સ્વાદમાં ડૂબી જતો.

નવાબ સાહેબના આશ્ચર્યનો પાર ન રહ્યો. પોતાના અંગરક્ષકોને ધારવાથી ઘણા રોકાયા જાણી બીજા ચારને રવાના કર્યા. તે પણ લાલનશાહની પ્રેમની ખુમારીમાં પોતાપણું ભૂલી ખોવાઈ ગયા.

એર ખાખરાના ઝાડ પર પ્રકાશ પડી જોય પર અવનવી ભાતીગળ ભાતો ઉપજાવતા, જોનારની આંખો ઠારતા હતા

આશ્રમની પાસે આવ્યા ત્યારે પાંચસોક સ્ત્રી-પુરુષો નામ સ્મરણમાં એકતાર થઈ ગયા હતા. પર્ણકુટિર આગળનું માનવ ગણથી ઉભરાતું હતું, ઢોલકના તાલ, મંજીરાના મીઠા રણકાર અને લાલનશાહની હલકભરી નામ લેવડાવવાની રીતે લોકો ડોલતા હતા, એક સામટા પાંચસો ગળાના નાદે ગરવાની ગુફાઓ ગાજતી હતી. દૂર દૂર પોતાની પત્નિ, બાળકોની સાથે ડેમરીઓ નામસ્મરણ સાંભળવામાં મગ્ન બની બાજુમાં ઊભેલા હરણાંનો શિકાર કરવાનું ભૂલી ગયા હતા. ડેમરીકુમારે માની ગોદમાં છુપાઈ આ નવભાવના મોજાં ઝીલતા રહેતા હતા. આજે નામસ્મરણના પ્રભાવે ગરવામાં વસતા હિંસક પ્રાણીઓ અહિંસક વૃત્તિના નતો પાળતા હતા

લાલનશાહ ગવડાવતા હતા. પાંચસો ભાવુક સ્ત્રી-પુરુષો ઝીલતા હતા. નામે રાધાકૃષ્ણનું સુંદર ચિત્ર રાખવામાં આવ્યું હતું. નાની ડીગીઓમાં ઘીના દીવાની જ્યોત ટમટમતી પોતાના પ્રકાશની નહિ દિવ્યતા પ્રસરાવતી, જાતે બળી બીજાને ઉપદેશતી હતી કે અંગ બાળ્યા વિના પ્રકાશ પાડી શકાતો નથી. અગરબત્તી ઓના ધૂપે આખું ય વાતાવરણ સુગંધીથી મધમધતું હતું. કોણ આવે છે અને કોણ જાય છે તેનું કોઈને કશું ય ભાન ન હતું. આખો માનવ સમાજ પ્રેમસાગરમાં ડૂબી ગયો હતો. આ હતો એક મુસ્લિમ સંતના પ્રેમની મસ્તીનો પ્રભાવ!

આ બધું જોતા નવાબની આંખ લાલ બની તેણે ગુસ્સામાં ચચરતા નાદે માર્યો "અય ફકીર? આ ના ઢોંગ માંડી બેઠો છે? લાનત છે તને! પાક ઈસ્લામનો બંદો થઈ બૂતપરસ્તી કરી રહ્યો છે! શરમ નથી આવતી! પાક રસુલના નામ ભૂલી

ગેરમઝહબી ભેગો ભળી તેમનો બની નાચે છે, ગાય છે, તેના મઝહબને વેગવાન બનાવે છે! દરેક મુસ્લિમની ફર્જ છે કે ઇસ્લામનો ફેલાવો કરવો.”

નવાબના અવાજે ભક્તની ભાવસમાધિ તૂટી. લાલનશાહે નવાબ તરફ મીટ માંડી ધીરેથી કહ્યું :

“નવાબ સાહેબ! ખલ્કનો ખાવિંદ એક છે, બે નહીં. ભલે નામ જુદાં હોય, રૂપ જુદાં નથી. હિન્દુ–ઇસ્લામ આ આપણા ઠરાવેલા મઝહબો છે, ખુદાના ઘરમાં જુદાઈ નથી. કોઈ જ ગેર નથી. નવાબ! આ બધા નકામા ઝઘડા છે, નવાબ! જો જો વ્રજવિહારી હસી રહ્યા છે, તેના દીદાર કર. પુરાણ–કુરાન એક છે. હદીસો અને મહાત્માનાં ચારિત્રો એક જ બોલે છે. રાધારમણનાં જીવનના અભ્યાસ વિનાના એ નવાબ! તારા મૌલવીઓ રોટીના ગુલામો છે, તે સત્યને સમજી શકતા નથી, બીજાને સમજવા દેતા નથી. એમને કોમી રમખાણોમાં રળી ખાવું છે, તેમને ધર્મઝનૂન પેદા કરી મોજ ઊડાવવી છે; એસી જા નવાબ લિજ્જત આવશે. રાધારમણ નવાબોના નવાબ છે, શાહોના શાહ છે. ભેદની ભ્રમણા તને ભમાવે છે, ફાંફાં મારવા મૂક. નવાબ!”

हिन्दु कहे हम बडे मुसलमान कहे हम।
एक मुंगकी दो दाल है कौन ज्यादा कौन कम?

રામ–રહીમાનના ઝગડા પંડિત–પંડયા મૌલવી–મૌલાનાઓ માટે રહેવા દે. તારે બન્ને કોમો પર નવાબી કરવી છે. રાજામાં કોમી-ભેદ ન જોઈએ. મોગલોએ કોમવાદે દેહલી ગુમાવ્યું. થોડું છે તે યે જવાનું. તારા મૌલવીઓ મઝહબના નામે પ્રજાને ભડકાવી પોતાનો સ્વાર્થ સિદ્ધ કરી લે છે. આવા કોમી તાણખેંચના મઝહબી વાદમાં નવાબી નાશ પામી જશે. હજુ તો ઊગતી નવાબી છે. હિન્દુઓના આચાર્યો અને આપણા પીરો બંને

એક જ માટીનાં પૂતળાં છે. એક જ રીતે જનેતાના પેટમાં દસ માસ સૂઈને જહાનમાં આવ્યા છે. આજે મઝહબી જુદાં ખ્વાબોમાં પડી હેરાન થાય છે, અને બીજાને કરે છે. આવા દુકાનદારોના સખુનોના ચક્કરમાં પડી ખલકના ખાવિંદનાં નૂરના દિલારામ દીદાર ખોવા લાઝીમ નથી."

અમૃતભર્યા લાલનશાહના શબ્દે નવાબના હૈયાનો થોડો ઉકળાટ શમ્યો પરંતુ તેમના માનવામાં વાત આવી નહીં; લાંબા અભ્યાસે જીદ્દ કરાવી, નવાબ બોલ્યો: "મારે તારું કાંઈ જ સાંભળવું નથી. દીને ઇસ્લામ આવા બૂતપરસ્તીઓની કત્લ કરવા ફરમાવે છે. તારી અને તારાં આ ભક્તોની કત્લ કરવી એ ગાઝી થવા જેવી વાત છે. છતાં એક વાત છે; તારો આ ચિત્રમાં ઊભેલો કૃષ્ણ રાધાને મારા દેખતાં પાન આપશે તો હું માનીશ કે તારી બૂતપરસ્તી ખરી છે. આમ થવાથી તમામને જીવતા જવા દેવામાં આવશે. નહિતર બધાની કત્લ સાથે તને જીવતો સળગાવી દેવામાં આવશે."

પાન લાવવા અંગરક્ષકોને હુકમ કરી સાથે લશ્કર તૈયાર રાખવા ફરમાન જારી કર્યું.

નવાબનો હુકમ સાંભળતાં લોકો થરથરી ગયાં. તેમની આંખ સામે મોત નાચતું દેખાવા લાગ્યું. માત્ર પરમ ભાગવત્ પરમ વિશ્વાસુ, પરમ પ્રેમી, વૈરાગ્યમૂર્તિ લાલનશાહ એક જ અડગ રહ્યા. તેમના દિલ પર જરા પણ ચોટ લાગી નહીં, ચહેરા પર રંજની છાયા આવી નહીં. તે ધીમેથી બોલ્યા:

"વૈષ્ણવો! આમાં ગભરાવા જેવું કાંઈ જ નથી. આપણે જો પ્રતિમાને સાક્ષાત્ પ્રભુ માનતા હોઇએ તો બાંકેબિહારી જરૂર પાન આપશે જ. ગોવર્ધન ઉપાડનારને પાન ઉપાડવું ભારે વાત નથી. આજે આપણા પ્રેમની, આપણી શ્રદ્ધાની, આપણા ભાવની, ભાવનાની કસોટી છે. નવાબને કસોટી કરવી હોય તો કરવા દઈએ. પ્રેમ એક છે, અખંડ છે, સર્વવ્યાપક છે, અજર અમર

છે. આપણે પ્રેમરસનાં પીનાર છીએ, આપણી કત્લ કરવા કોઈ જ હથિયારો હજુ ઘડાયાં નથી. કદાચ ઘડીભર માનો કે ભગવાન પાન આપવા જેટલી ઉદારતા દાખવે નહીં અને પોતાના વૈષ્ણવોની કત્લ થવા દે તો પણ શું? એ વૃન્દાવનવિહારી રસરાજ લલિત ત્રીભંગીના નામ પર કુરબાન થવામાં આપણાં અહોભાગ્ય છે. આવાં મીઠાં મોત દરેકના ભાગ્યમા લખાયાં હોતાં નથી. ભાઇઓ! માતાઓ! ભક્તિમાર્ગ શૂરાઓ માટે છે, કાયરનાં અહીંયા કામ નથી. ગરનાના છાયડે ગોવિંદે, નરસીંહમને હાર આપ્યો હતો, નાંડલીક નવાબથી ઉતરતો ન હતો."

પાન આવ્યુ અને નાનીશી તાસકમાં મૂકવામાં આવ્યુ. ઢોલક કાંસાજોડી તૈયાર કરવા શાહે કહ્યું. આપ નમતા સૂર્યના કિરણો ઝીલતાં, રાધારમણને વિનવતા બોલ્યા :

"પ્રભો! તમને નહીં તો બીજા કોને કહું? આપ જગતપતિ હરિ મુકુંદ પતિતપાવન આર્તબન્ધુ છો, અવિનાશીના દરબારમાં વિનાશી અર્જ કરવા આવે તો નવાઈ શી? સેવકો સેવ્યમૂર્તિ પાસે હૈયાં ન ઠાલવે તો બીજે ક્યાં ઠાલવે? દિન-દુખીયારા દયાનિધાનનાં દ્વારે નહીં દોડે તો ક્યાં જાય? વિશ્વાધાર વિના ભક્તો કોને આધારે જીવે? અમારો વિસામો કોણ, ક્યાં? આપ સર્વજ્ઞ છો. સર્વ શકિતમાન છો. નિયંતા નિયામક. નિત્ય સર્વ આપ જ છો. અમારું બળ આપ છો. આપે સુધન્વા, મીરાં, નરસી, તુકારામ, જનાબાઇ, નામદેવ, પ્રભુ પ્રહલાદ, અંબરીષ વગેરે ભકતોના સાકડા સમયે કામો કરી ડૂબતી નૈયા તારી. આજ અમારા માટે નહીં આવો? રાધિકા દેવીને પાન આપી લાજ નહીં રાખો? નિભાડામાંથી બચ્ચાં ઉગારનાર, તમારી લાજ છે. અમારા માટે જીવનમરણ સમાન જ છે. પ્રતિમામાં પ્રભુ નથી આમ કહેનારને સમજાવો કે હું વ્યાપક છું, નિરાકાર, સાકાર, નિર્ગુણ, સગુણ, બધું ય છું."

આમ કહી ઢોલકવાળા ભાઇને સાન કરતાં થાપ પડી, મંજીરાં રણકાર કરી ઊઠ્યાં, પ્રેમનાં નીરે છાતી ભીંજવતા ભક્તરાજ લાલનશાહ ગવડાવવા લાગ્યા :

'રાધારમણ પ્રભુ ગોવિંદ જય જય જય
ગોવિંદ જય જય ગોપાલ જય જય જય
માધવ મુકુંદ મોરારી જય જય જય'

ધીમે અવાજે પાછળ વૈષ્ણવો ઉપાડવા લાગ્યા : ભક્તરાજનો પ્રેમ વધવા લાગ્યો તેમ તેમ વૈષ્ણવોમાં નિર્ભિકતા વધવા લાગી થોડી વારમાં નવાબની હાજરી ભુલાઈ ગઈ. તમામ વૈષ્ણવો ગર્જી ગર્જી ગાવા લાગ્યા. ગરવાનાં પાણેપાણામાંથી ધ્વનિ નીકળવા લાગ્યો:

રાધારમણ પ્રભુ ગોવિંદ જય જય જય.

આખી પ્રકૃતિ રસમય બની. હવા–વૃક્ષો, પશુઓ, પક્ષીઓ સ્થિર થયાં. નાદબ્રહ્મના પ્રબળ પ્રતાપે માનવ સમાજ ડોલવા લાગ્યો. દેહભાન ભુલાયાં. માત્ર યંત્રવત્ અવાજ દરેક કંઠમાંથી સરી પડતો હતો :

રાધારમણ પ્રભુ ગોવિંદ જય જય જય!

લોકો ઝીલતા ડોલતાં ગાતાં નાચતાં કહેતાં કે...

રાધારમણ પ્રભુ ગોવિંદ જય જય જય!

નવાબ આજની રંગત જોઈ ચાકત થયો. ભગવાન ભાસ્કરદેવ સાગરજલમાં ડૂબવાની તૈયારી કરતા હતા. નાદ-બ્રહ્મ ગરવાને ગજાવતા આનંદની સરિતા વટાવતા હતા. સહુની અજાયબી વચ્ચે નવાબે જોયું કે ચિત્રના કૃષ્ણે સજીવ બની, રાધાના મોઢામાં પાન આપ્યું. સહુએ જોયું, નવાબે નિહાળ્યું, નવાબ ચકિત બન્યો. આજે ગરવાની છાયામાં નરસીના કંઠમાં સૂર્યોદય સમયે માંડલીકની હાજરીમાં શ્રી હરિએ સ્વહસ્તે હાર પહેરાવ્યો, તે જ રીતે લાલનશાહની નાની કુટિરના આંગણામાં આથમતા સૂર્યના અવસરે શ્રી હરિએ સ્વહસ્તે નવાબની હાજરીમાં શ્રી રાધાને પાન આપ્યું, ભક્ત અને ભક્તિની પત રાખી. નવાબે વણકલ્પ્યું જોયું, વણઅનુભવ્યું અનુભવ્યું. નવાબ જાતે સહુના દેખતાં લાલનશાહનાં ચરણમાં ઢળી પડ્યો, મઝહબી ઝેર દૂર થયું, માનવતા નવાબની વહારે આવી, ધર્માભિમાન વ્યર્થ દેખાયું.

"મને માફ કરો લાલન, માફ કરો! મેં ભયંકર ગુન્હો કર્યો, આપને સતાવ્યા."

"નવાબ!" ઢોલક મંજીરાં બંધ રહ્યાં; શાહ બોલ્યા : "આમાં તમે કાંઈજ માફ કરવા જેવું કર્યું નથી. જે વ્રજરાજે દ્રૌપદી માટે દોટ કાઢી હતી તે જ નંદલાલ અમારે માટે આવ્યા. જનાને ધાબળી આપનાર, નામદેવની છાપરી છવી આપનાર, નરસીંરામને હાર આપનાર સહેજે આવ્યા, અમોને ઉગારવા નહીં, નવાબ! એની ભક્તિને સ્થિર કરવા આવ્યા. એમના ભાવસરિતાનાં નીરને વહેતાં રાખવા આવ્યા! વૈષ્ણવતા સાચવવા પાન ખવડાવ્યું એ બહુ મોટી વાત કરી નથી."

નવાબે ઊઠતાં પ્રશ્ન કર્યો: "સાંઈબાબા! ચિત્રમાં સજીવતા આવી, પાન આપ્યું, આ બધી કરામત શી? ઈસ્લામ તો ખુદાને નિરાકાર કહે છે; તમો રામ-રહીમાન એક કહો છો; આ બેમાં ખરું શું? ખુદાની આકૃતિ નથી ત્યારે મેં આ શું જોયુ?"

સાંઈ બોલ્યા : "નવાબ! ખુદા નિરાકાર છે-હિન્દુઓ પણ બ્રહ્મને નિરાકાર જ માને છે, ઇસ્લામ એકેશ્વરવાદને પોતાનો માને છે તેમ હિન્દુઓ પણ આખરે એકેશ્વરવાદી છે. ઇસ્લામ સૂફીને માને છે તેમ હિન્દુઓ ભક્તિને માને છે, શરબત-મયખાનાની મઝા સૂફીમતવાદીઓ માને છે, હિન્દુ ભક્તો પ્રેમના પ્યાલા સભર ભરેલા ગટગટાવે છે. આમાં જુદાઈ નથી. તમોએ જોયુંને, ભગવાન ભાવના છે. ભાવના નથી તો ભગવાન પણ નથી. નથી આકાર કે નથી નિરાકાર. આપણે નૂર માનીએ તેને હિન્દુઓ શક્તિ માને છે. ઇસ્લામ ખુદાનું આ તમામ નૂર માને છે ત્યારે હિન્દુ ધર્મશાસ્ત્રો એ જ વાત કરે છે. तस्य भासा सर्वमिदं विभाति તેના પ્રકાશ વડે આ પ્રકાશે છે. એક જ વાત છે.

તમો ખુદાને નિરાકાર કહો છો એ સર્વાંગે સાચું નથી. જુવો, હદીસો આપણને કહે છે કે : કયામતના રોજ ખુદા સિંહાસન પર બેસીને આવશે, ફિરસ્તાઓએ સિંહાસન ઉપાડયું હશે. ખુદા તમામનો ન્યાય કરશે. દોઝખ અને જન્નતમાં

રવાના કરશે આપણો, આ વાત પર વિશ્વાસ આજ પણ છે કયામતને તમામ ઈસ્વામીઓ માને છે આને તમો શું ગણો છો? સિંહાસન, ફિરસ્તા, ન્યાય કરવો — નિગકારવાદમાં સંભવિત છે?"

"સાચી વાત એ છે કે ખુદા-ઈશ્વર સર્વશક્તિમાન છે, આમ માનવાથી કશી શંકા રહેતી નથી એ જ સર્વશક્તિમાને, ઈશ્વરે ચિત્રમાં પ્રવેશ કરી પાન આપ્યું ગામમાં શંકાને સ્થાન કયાં છે?"

નવાબ ઘેર જવા તૈયાર થયો જતા જતા એક પ્રશ્ન પૂછતો ગયો કે "નવાબી કયાં સુધી રહેશે, સાંઈ? તમે ઓલિયા પુરુષ છો, તમારી ભક્તિમાં મને યકીન છે"

"નવાબ! જ્યાં સુધી નવાબો ધાર્મિક ઝઘડામાં નહીં પડે ત્યાં સુધી મારી સમજ પ્રમાણે બાર બાબી જૂનાગઢની ગાદી પર થશે છે ત્યાં નવાબનું પતન ધાર્મિક ઝનૂનથી જ થશે એ યાદ રાખવું જોઈએ"

બીજે દિવસે જૂનાગઢના ચોરે ચૌટે હાટે વાટે ઘાટે એક જ વાત થતી હતી કે "સાંઈ લાલનશાહની ટેક ભગવાને રાખી ચિત્રમાં પ્રવેશ કરી નવાબનો ગર્વ ઉતાર્યો ધર્મની રક્ષા કરી, પ્રેમનો નેમ નિભાવ્યો"

હિન્દુ જનતામાં ભાવનું મોજું ફરી વળ્યું ઘેરઘેરથી નામ સંકિર્તન કરતા શાહના દર્શન કરવા લોકોના થોક ઉમટ્યો માનવ સમૂદાય પર્ણકુટિ પર જાય ત્યાં એક નાનો શો પત્ર પોતાની આશા-(સંતો લાકડાનું હાથ ટેકાવવા સાધન ગણે છે તેનું નામ) નીચેથી મળી આવ્યો, તેમાં માત્ર આટલું જ લખ્યું હતું કે-

"લોકાદરને ભક્તિથી વિમુખ કરનાર જાણી લાલનશાહ આપનાથી જુદો પડે છે, હવે પછી કોઈ જોઈ શકશો નહીં"

લોકો નિગરા રઈ ગામમાં આવ્યા આ પ્રસંગ પછી કોઈ ફરી એ સાઈને જોઈ શક્યું નહીં

નવાબે ખાસ હુકમ બહાર પાડ્યો કે કોઈ સ્થાનમાં થતા નામસંકિર્તનને બંધ કરવા નહીં

ભગવાનના બનનારના ભગવાન બને છે માથે जातिपाति पूछ नहि कोई हरिका भजे सो हरिका होइ।



"અરે ફટ રે ભૂંડા! ચારણનો દીકરો થઈ તને કોઇ ગુરુ મળ્યો નહીં? એક્ષા ત્રીકમ ઢેઢને ગુરુ બનાવ્યો? દેવીપુત્ર ઊંડી જાત લજાવી" આમરણના ચારણ ભીમને ગામના નાતીલાએ ઠપકો આપ્યો.

"ભાઈ! આત્મદષ્ટિએ કોઈ ચારણ નથી અને કોઈ ઢેઢ પણ નથી. આ બધી જાતિવાદની માથાઝીક દેહભાવે છે. ત્રીકમ સાહેબ પૂર્વના સિદ્ધ પુરુષ છે, એનો છાંયો પડે ત્યાં બ્રાહ્મણો પવિત્ર બને." ભીમદાને જવાબ આપ્યો.

"શું ધૂળ. પાવન બને! માળા ગમાર! બાપનું નામ બોળ્યું. કોઇ આચાર્ય મળ્યો નહીં! ગરોડાના પગે માથું મૂક્યું! ત્રીકમ સિદ્ધ થઈ ગયો! મરી ગયા જગતમાં સિદ્ધો!!"

"હું સાચુ કહું છું" ભીમ બોલ્યો: "ભલે ઢેઢ છે, એથી શું?
સવરણ કવરણનોય : કવરણ ઘર પાક્યો કરણ:
કોયલ કસદ ન હોય : મર દસદે પાળી દાદવા."

"એ તો બધી કહેવાની વાતો ભીમ! વર્ણાશ્રમ ધર્મ પર તારા જેવા આગ ચાંપે છે."

"કેસરદાન!" ભીમદાન સહેજ આવેશમાં આવી બોલ્યો:
"ચોખ્ખાં જેનાં ચિત્ત," એનાં પરિયાં કાંઉ પૂછીએ?
પ્રલ્હાદે પર તીત : દાનવ હુતો દાદવા.

પ્રલ્હાદ દાનવકુળમાં અવતરવા છતાં દેવવંદ્ય ગણાયા. હરિજનની જાતિ પૂછનાર સમજતો જ નથી ભકિત શું છે."

"વાહ રે ભકતરાજ! ત્યારે તું જ ઢેઢ થઈ જા ને, એટલે ચારણની નાત-મેણાં ખાતી મટે!"

ભીમ બોલ્યો: "મુદ્દાની વાત કરી કેસરદાન! એમ જ કરવું જોઈએ. ગુરુથી ઊંચી જાતના થાવાથી ગર્વ થાય."

બીજે દિવસે ભીમે ઢેઢવાડામાં આસન નાખ્યું. ઢેઢની નાતમાં ભળી ગયા. ચારણોને કહ્યું : "દોસ્તો! હવે હું ચારણ મટ્યો, મને કોઈ ચારણ કહેશે નહીં"

ઢેઢ થયા પછી ભીમસાહેબ પછાત વર્ગને જગાડવાની અને તેમાં હરિરસ ભરવાના કામમાં લાગી ગયા.

એક દિવસ ભીમસાહેબનાં ભજનો ઘોઘાવદર નામે ગોંડળ પાસેના ગામના ચમારવાડામાં હતાં.

ભીમસાહેબનો અવાજ મીઠો હતો. ભજન ગાવાની હલક ગમે તેવા પથ્થર હૃદયને ઓગાળી પાણી કરે તેવી હતી. ભજનો પણ વેધક ગાતા.

લોકો ભીમસાહેબનાં ભજન સાંભળવા દૂર દૂરથી આવતા.

'જીવણ! આજે છ છ દિવસો થયા ભીમસાહેબના ભજનો ચમારવાસમાં થાય છે, ટોળે ટોળાં માણસ રોજ રોજ સાંભળવા ઊતરે છે. સાળા, તું ઘરથી બહાર નીકળતો નથી?" એક ચમારે બે સ્ત્રીઓના ધણી નવયુવાન ફાટેલા પ્યાલાના જીવણ ચમારને કહ્યું.

"અરે ભાઈ! વ્યવહારના કામમાં પહોંચાતું નથી, એમાં ભજન સાંભળવા ક્યાં બેસવું? તમે સાંભળો છો એ હું જ છું ને?" જીવણે મીઠો જવાબ દીધો.

"એમ તે કાંઇ થાય? તારું ખાધું તને સંતોષે, આમ અમારૂં સાંભર્યું તારું થાય? એક વાર આવે તો ખબર પડે કે ભીમસાહેબ કેવા ભજનો ગાય છે!'

જીવણ રંગમાં આવી બોલ્યો, "ઠીક મારા ભાઈ, જોયા તારા ભીમસાહેબ : ચારણમાં ચાલ્યું નંઈ એટલે થયા ચમાર. વાસનાં બૈરાંઓ અને તારા જેવા વેવલા ભેળા કરી રાગોડે છે. આપણે આવા ઢોંગમાં માનતા નથી.

ભીમના બાવા એકાદ ચમારણને ઉઠાવી જાય નહીં એ ધ્યાન રાખતા રહેજો. નહિતર કોક ગરીબ ઢેઢનું ઘર ભાંગશે."

જીવણ સાથે વાત કરનાર ભાઈના હૃદયમાં જીવણના શબ્દે વેદના થઈ. એક શબ્દ બોલ્યા વિના ચાલ્યો ગયો, અને વખત મેળવી ભીમસાહેબના કાન પર જીવણની વાત મૂકી.

"એ .મ આનકુ બધુ કડવુ ફળ છે ભાઈ? જીવણને એ, વાર ભજનમા લઈ આવો. એ મહાન ભક્ત થવા સરજાયો છે. કડવા મીઠા થાય" ભીમસાહેબે કહ્યુ.

"બાપુ! લીંબોળી મીઠી થાય નહીં, જીવણ કાગડો છે." પેલા ચમારભાઈએ કહ્યુ

"ના, ના, કસોટી વિના કાગહઅની પારખ થાય નહીં. બાકી જીવણ લીંબોળી તો નથી જ. આટલા માનવી જેને પૂજનીય માની પગમા માથા નમાવે એને આવા કડવાં વચન કહી મોકલાવવા એ ફળ કડવુ ખરુ, પણ લીંબોળી તો નહીં જ. કેરી છે, વેડવાનો સમય પાકી ગયો છે, જરાક દાબમાં રાખવી પડશે, ભારે રસદાર થાશે. લોક એના નામે ડોલશે, ભીમનાં અનુમાન જૂઠાં નથી."

આજે જીવણના ઘર પાસે જ ભજનો હોવાથી પાડોશીધર્મ પ્રમાણે જીવણ કચવાતે મને ભજનમા આવ્યો, ભીમસાહેબને સાનમા જીવણને બતાવ્યો ભીમસાહેબે ભજનોનો આરંભ કર્યો.

કદી ભજન સાંભળવા નહીં આવનાર જીવણ ભાવમા વેણે વેણે ડોલનાર, સાભળનારથી વધુ ધ્યાનપૂર્વક સાંભળવા લાગ્યો, પૂર્વની કમાઈ જાગી. સંસારના સ્વરૂપની આખી ભીમસાહેબે જીવણને વાણીમા સમજાવી એક ચોહાર, બે ચાર છ ચોહાર થાતા જીવણ દેહભાન ભૂલ્યો, એનો માયલો ઉન્માદ સમાવા લાગ્યો. માન ઓગળી વહી નીકળ્યુ. ઊઠી ભીમસાહેબના પગમા પડ્યો, ચમારની નાત જીવણનો પલટો જોઈ રહી સાચે જ, કાળમીંઢ ઘાટ પામ્યો કુશળ વૈદના હાથથી ગજવેલની ભસ્મ બની ગઈ, ભીમસાહેબે માથે હાથ મૂકી કહ્યુ :

"ઊઠ જીવણ! આ શું કરે છે? તને બીક નથી લાગતી કે બાવા ચમારડીને ઊઠાવી જશે?"

' લાગતી હતી, સાહેબ પ્રથમ, હવે નહીં " ભીમના શબ્દે જીવણનુ કાળજુ વીંધાઈ ગયુ જીવણ નવી દુનિયા જોનાર બન્યો છે, ચમારને ચાર જુગની વાતો ભીમે સમજાવી "ચમારડી શુ, આ ચામડી ખાવાની બને છે ઉગાર્યે છૂટકો છે "

"જીવણ, બે આંખે જોનાર ભ્રાન્તિમા પડે છે ભીમ ત્યારે ટકી બાધશે કે જીવણ ભાર હલકો કરી આવશે, બે થાય નહીં જીવણ, ચોર ખાવો ને ભમવુ "

"જેવી ગુરુની આજ્ઞા " ભજન ત્યા જ રહી ગયા સહુ આજના પ્રસગની વાતો કરતા વેરના લાગ્યા

જીવણ ઘેર આવ્યો અને પોતાની બને ઘરવાળીઓને બોલાવી

"આમાથી તમારે જે જોઈએ તે લઈ લો, ગુરુવચને બાકીનો ભાર હલકો કરવો છે જીવણ તમારો મરી જગનો બને છે જાઓ! ઇચ્છામા આવે તો નવા ઘર કરી લો, ઇચ્છામા આવે તો અહીં રહી હરિના નામ લઈ જીવન પૂરુ કરો બેય બગાડશો મા "

જીવણે ઘરમાથી મિલ્કત કાઢી બન્ને સ્ત્રીઓને ઉપાડી લેવા ફરી કહ્યુ

સ્ત્રીઓ જોઈતુ લેવા લાગી જીવણ ફરજ ઊભો રહ્યો જાણે જનકના ગુરુ યાજ્ઞવલ્ક્ય પોતાની સ્ત્રીઓ મૈત્રેયિ અને કાત્યાયનીને ભાગ પાડી આપતા ન હોય?

જીવણની ઘરવાળીઓને જોઈતુ હતુ તે લઈ આંખોમાથી આસુ સારતી રાના વઈ જીવણે બાકીનો માલ લૂટાવી દીધો, પોતે વાનમા એક મોટુ આંબલીનુ ઝાડ હતુ તેના થડ આસન માડી બેસી ગયો

સૂર્યનારાયણના ઉદય સાથે ગઈ કાલનો ધનવાન, અભિમાની ઉન્મત્ત, બે સ્ત્રીઓનો ધણી નાસ્તિક જીવણ ગરીબ ગરવો ભક્ત

જીવણ ભગતને ગુરુજ્ઞાને સિદ્ધિ વરી હતી. આવનારના ભાવો કળી ગયા અને બાઈઓને રજા આપી પાસે બોલાવી કહ્યું:

"ભાઈઓ! તમારા આવવાનું કારણ જીવણ જાણી ગયો છે. તમે માનો છો અથવા તમને કોઈએ મનાવ્યું છે કે હું વાસની સ્ત્રીઓને બગાડું છું, ખરું ને?"

"હા! અમે એ જ માનીને જ અહીં આવ્યા છીએ."

"વાહ બહુ રૂડું કર્યું. ભાઈ સંશયવાળા આત્મા દુઃખી થાય છે. જુવો, જીવણ આદમી છે કે સ્ત્રી છે, વહેમ દૂર કરો."

આમ કહી જીવણે વસ્ત્રો દૂર કર્યાં; ખરેખર જોનારને જીવણ સ્ત્રી દેખાઈ. સહુ ચરણમા પડ્યા: ક્ષમા માગી, ભક્તિના પ્રતાપે મળેલ સિદ્ધિના બળે જીવણ અગ્નિપરીક્ષામાં ઉત્તિર્ણ થયો.

ત્યારથી દરેક ભજનને અંતે 'દાસી' શબ્દ ઉમેરી "દાસી જીવણ સંતો ભીમને ચરણે' આમ ભાખવા લાગ્યો.

વાસમાં રહેનારનાં મનનું આમ સમાધાન થયું પણ ગોંડલના કામોરાનો ઉત્સાહ હજુ શમ્યો ન હતો. તેઓ ઠાકોરના કાન ભંભેરતા અને કહેતા કે, "ભા'! રાજા ઈશ્વરનો અંશ કહેવાય, ઈ પ્રજામાં પૂજાય, પણ ઢેઢડો પૂજાય? જ્યારે ચમારો પૂજાવા લાગશે ત્યારે રાજાનો ભાવ કોણ પૂછશે? આ તો ગજબની વાત બને છે."

"કામદાર! મેં સાંભળ્યું છે કે જીવણ સંતોને ખૂબ જ સેવે છે, સદાવ્રત આપે છે, ભજનો રૂડાં ગાય છે!"

'ભજન ગાવાં એ કાંઈ મોટી વાત નથી બાપુ. આવો એટલે આરડે. નમાલાને તેડાં ન હોય. જરાક ખડખડાટ થયો કે ત્યાં જોનાર આવી મળે છે. બાકી સંતસેવા અને સદાવ્રત પ્રજા આપે છે, જીવણ તો ઇ નામે રળી ખાય છે. સો આવે અને પચીસ વપરાય, પોણોસો ગલ્લામાં." ભા'ના મનમાં જીવણ માટે ખોટા વિચારો ભરવા કામદારે બનતું બધું કર્યું.

એક દિવસ ભા'ને લાગ્યું કે, જો જીવણની માન્યતા વધુ પ્રમાણમાં વધતી રહેશે તો આપણી પ્રતિષ્ઠાને ધક્કો પહોંચાડશે. આનાં પાણી ઉતારવાં જોઇએ.

એક દિવસ કામદારને બોલાવી કહ્યું :

"જીવણ માટે કાંઈ કરવા જેવું તો છે જ, પણ બહાના વિના રાજસત્તા કોઇને કાંઇ કરી શકે નહીં."

"અરે બાપુ, બહાનુ તો છે જ, આપણી સાઈઠ કોરીઓ જીવણના ખાતે બાકી નીકળે છે, જીવણ બાવો થયો એટલે બાકી તણાતી આવે છે. હુકમ હોય તો કરું તકાદો !"

"હા એ ઠીક છે, જાઓ કરો ઉઘરાણી, ન આપે તો પૂરી દો જેલમાં."

આજે ગોંડલના આસ્તિક સમાજમાં હાહાકાર બોલતો હતો. ઠાકોરે સાંઠ કોરી માટે જીવણદાસને જેલમાં બેસાડ્યા હતા. જીવણ બદલે આપનાર ઘણાં તૈયાર હતાં. જીવણદાસ આપવા ના કહે છે: જેલમાં આવી જીવણદાસે અન્ન મૂક્યા., રામસાગર હાથમા લઈ શામળિયામાં સુરતા લગાવી દીધી.

જીવણદાસને જેલમાં પૂરી કામદાર વર્ગ રાજી થયો. મઠધારી મહંતો, શાસ્ત્રીઓ અને પંડિતો સાકરના ચૂરમે જમ્યા. ભા'એ ચમારનાં પાણી ઉતાર્યાંનો સંતોષ અનુભવ્યો.

રાત પડી. જીવણદાસને ચાહનાર હરિજનો તરફડતાં તરફડતાં રાજસત્તા પાસે લાચાર બની બિછાને પડ્યા.

જીવણ ભગતે રામસાગરના તાર ગજવતાં ગાયું :

સાખી :

જળમાં તમે નવેનિધિ કીધી રાંકનાં નિવાજણરામ,
લખમીવર તમે શું રે લોભાણા દેવા સંત મારે દામ.

ભજન

: પ્રીત્યું, મારી બાળાપણની ન તોડો રે સ્વામી.
મારા રામા તાણીને પ્રીત્યું ન તોડ !
ભાગ્યા રથ કેમ ચાલશે વા'લા.
નથી મારે ખેતી વાડી કે ખેડ......

આવું રે જાણ્યું હોત તો નેરો ન કરત વા'લા
હવે ધરી ભાંગી બ્હેલો ઘોડ્ય.
સાઠ્ઠ રે કોરીમાં શું લોભાણો વા'લા?
નથી જો'તી મારે લાખ કે કરોડ!

એક પછી એક ભજનો ગવાવા લાગ્યા : પરોઢ થતાં જીવણ ધાકચો, એણે હૃદયની વ્યથાને બહાર કાઢતાં પરજ રાગમાં ભજન ગાયું કે—

મારી ડૂબતી બેડલીના તારણહાર શામળા,
મારી વા'રે આવો, વે'લા વે'લા........

આ ભજનમાં જીવણદાસે પોતાના આત્માનો નાદ ગજાવ્યો; દીનબંધુ ગરીબનવાજથી રહેવાયુ નહીં. ચમારના હિત માટે ચત્રભુજ ચાલી ચલાવી કામદારને ત્યાં ગયા. બારણાં ખખડાવ્યાં. કામદાર જાગ્યો : "કોણ, ભાઈ અત્યારે કોનું કામ છે?"

"તમારું સાહેબ! જીવણ ભગતનો મારા પર ઉપકાર છે; મારે દીકરો ન હતો, જીવણ ભગતની માનતા કરવાથી થયો; માટે સાતસો કોરી તેમને ચરણે ધરવાની આથે લાવ્યો છું. મેં સાંભળ્યું કે સાઈંઠ કોરી માટે ભા'યે જેલમાં ભગતને પૂર્યા છે આથી આપને આપવા આવ્યો છું. સાંઠ કોરી ગણી લો. પહોંચ આપો, અને જેલર પર ચિઠ્ઠી લખી આપો, મારે અત્યારે જ છોડાવી લઈ જવા છે. ઘોઘાવદરમાં તેમનાં પૂજન કરવાં છે."

કામદાર બોલનારથી દબાયો, ના કહેવાઈ નહીં. કોરીઓ ગણી : ચિઠ્ઠી લખી આપી કે; "કરજ ભરપાઈ થઈ જવાથી જીવણ ભગતને જેલમાંથી છૂટા કરજો."

શેઠે ચિઠ્ઠી જેલરને આપી. છૂટા કરવાનું કહી કહેતા ગયા કે, "ભગતને કહેજો કે અમો આખુંય કુટુમ્બ ઘોઘાવદર તમારી રાહ જોઇએ છીએ."

"ભગત!" જેલરે આવી ઉગમતે દિને કહ્યું "તમારું કરજ કોઈ શેઠ ચૂકવી ગયો છે. તમો છૂટા છો. કામદારની

જુવો આ ચિઠ્ઠી. જાઓ! શેઠ ઘોઘાવદર તમારી રાહ કુટુમ્બી સાથે જોઈ રહ્યા છે."

જીવણ ભગતની આંખોમાંથી પ્રેમનાં આંસુનો પ્રવાહ વહી નીકળ્યો. તેનાથી, બોલાઈ જવાયું : "ગરીબનવાજ! કેદનું કામ કરવા આવ્યો મારા ધણી? ચમારના ડૂબતાં વહાણ તાર્યાં : ત્રીકમ! લક્ષ્મીની મોડ મૂકી ભલી કરી. ગોંડલ આવ્યો. તાનાને તારવાનાં બિરૂદ બહુનામી આજે સાચાં પાડ્યાં, મારા જેવા નિર્ગુણ, પ્રમાદી અને હલકી જાતનાને ઊંચેરો બનાવ્યો પ્રભુ! ગજરાજને ઉગારનારે કામદારની જાળનાં ઝુંડને કાપી ગરીબ ચમારને બહાર કાઢ્યો."

જીવણ ભગત રાજમાર્ગ પર જેલથી છૂટી આવ્યા ત્યારે ઉગમણા ગોખ પર સૂર્યનારાયણ હસી રહ્યા હતા. પોતાના સોનલવરણાં કિરણો ભગતની નિર્મળ કાયા પર વેરી વધુ ઉજળી બનાવતા હતા. આડે આડે પંખીઓ ભક્તિનો મહિમા ગાતાં હતાં હવાની લહરીઓમાં જયનાદો સંભળાતા હતા. ઝાકળથી ભીની થયેલી પૃથ્વી જાણે આખી રાત ભક્તના દુઃખે દુઃખ માની રડી ન હોય. સવારે છૂટતાં હર્ષાવેશે અશ્રુબિન્દુ વેરાયેલાં ઘાસ પર છટાછવાયાં પડ્યાં હતાં.

કામદારે સવારે ભા' પાસે આવી કોરી મળી ગયાની વાત કરી સાઇઠ કોરી આગળ ધરી. એમાં એક કોરી સોનાની જોતાં જ ભા'એ ઉપાડી લીધી. તેમાં કૃષ્ણની મનમોહક છાપ હતી. ભા' થરથરી ગયા. તેમને લાગ્યુ કે મેં ભકતરાજને વગર કારણે દુભાવ્યા. મૂર્ખ કામદારના ચડાવ્યાથી ચડ્યો. કોરી કનૈયો આપી ગયો, દાદો દીકરાનાં મનામણાં કરી ગયો.

તે જ વખતે ગાડી મંગાવી ભા' કુંભાજી ઘોઘાવદરના પંથે પડ્યા 'અધવચ્ચે જીવણ મળતાં પગે પડ્યા. ક્ષમા માગી : કોરી કનૈયો શેઠ બનીને આપી ગયાની જાણ કરી.

જીવણ ભકતે ધીરજ આપી ભા'ને પાછા રવાના કર્યા.

કોરીઓ ગોંડલના ખજાનામાં પૂજ્ય બની પૂજાવા લાગી.

જીવણદાસ ઘોઘાવદર આવ્યા ત્યારે સૂર્યદેવ ઠીક પ્રમાણમા આકાશમા ચડી ગયા હતા પાદરમા લોકોની ભીડ જામી હતી વચ્ચે શબ જેવો દશેક વર્ષનો બાળક પડ્યો હતો

"આ ચા ભગતજી આવ્યા ! ભારે કામ થયુ " આમ કહી લોકો દોડી જીવણદાસના પગમા પડી ગયા

જીવણદાસ સામે નમી બોલ્યા "શુ છે ભાઈઓ ! આપ સહુ અહીંયા કેમ ઊભા છો ? આ કોણ પડયુ છે ?"

"ભગતજી ! આપણા ગામના પ્રાણશકર મહારાજનો દીકરો છે ઝાડ પર ચડ્યા હતો ત્યાથી પડ્યો અને પ્રાણ ઊડી ગયા, બાપડાનો એકનો એક દીકરો હતો "

પ્રાણશકરે આવી ભગતજીને પ્રણામ કરી કહ્યુ "બાપુ ! મારો વશ જાય છે, દયા કરો આમ તો મે આપના અનેક અપરાધો કર્યા છે, વડા વિચાર લાવતા નથી આ બાળકને તમારો માની મારુ જીવન સુધારો, એની મા મરવા પડી છે "

ભગતજી પાસે આવ્યા અને માથે હાથ ફેરવતા બોલ્યા "શામળિયા, શેઠ બની જીવણની કોરીઓ ભરી હોય તો આ પ્રાણના પુત્રમા નવા પ્રાણ પૂરજે ! જરૂર હોય તો જીવણના પ્રાણ લેજે, પણ આની રક્ષા અવશ્ય કરજે "

પ્રાણશકરના પુત્રમા નવા પ્રાણ આવ્યા જીવણ ભગતના જયનાદે ગામ ગાજી ઊઠ્યુ વિરોધ કરનાર જાતિવાદના ગર્વે ઉભરાતા માનવો જીવણદાસને ભક્તિ-પ્રતાપે મળેલી સિદ્ધિના દર્શને નરમ બની નમ્યા ભગવાને દાસની લાજ રાખી

જીવણદાસ ચમારવાડામા આવ્યા અને શેષ જીવન ગોવિંદના ગુણો ગાતા પૂરુ કર્યું

આજે 'આમરણ' નામે ગામમા ભીમસાહેબની અને ઘોઘાવદરમા જીવણદાસની જગ્યાઓ છે તેમના અનુયાયી દર વરસે ઉત્સવો ઉજવે છે જીવણદાસ હયાત નથી, તેમની સુવાસ અને ભજનો છે

★

## સંત ભોજલરામ

દેવકી ગાલાળ નામે ગામમાં એક સવારે અલખનો નાદ સંભળાયો. આજ સુધીમાં અનેક અહાલેકિયા ગામમાં આવ્યા હતા તેનાથી આ અહાલેકિયો જુદી ભાત પાડતો હતો. તેના અવાજમાં અજબ મોહિની હતી, તેના રૂપમાં અપાર આકર્ષણ હતાં, તેની હવામાં ઊડતી લટુરિ જોનારને મુગ્ધ કરતી હતી.

ઘર પર ઘરથી લોટ લેતા કરસન પટેલના આંગણામાં આવી 'આહલે....ક'નો નાદ કર્યો. અવાજ સાંભળી પટેલના ધર્મપત્ની ગંગાબાઈ, કે જે ખરેખર ગંગાનાં અવતાર જેવાં હતાં, તે ઘરમાંથી બહાર આવ્યાં. અલખીયાને જોયો. જોતાં જ હૈયાનાં હેત હેલે ચડ્યાં. ઘરમાં ગયાં અને ખૂબ જ પ્રેમથી ભિક્ષા આપી.

ઓસરીમાં કરસન પટેલનો બાર વર્ષનો દીકરો બેઠો હતો. અલખીયાની દૃષ્ટિ તેના પર પડી. "આ બાળક, બેન તારો છે?" અલખીયો, જેનું નામ રામવન હતું તેણે પછ્યું.

બાળકે રામવન તરફ જોયું. સહજ હસી પડ્યો. તે ગંગાબાઈના ધ્યાનબહાર રહ્યું નહીં.

“હા, મહારાજ, ઠાકરનો છે. આજે બાર બાર વર્ષોનાં વહાણાં વાયાં તે અન્ન લેતો જ નથી. કેવળ દૂધ પર રહે છે.”

“ઘણી સારી વાત છે, માતા! દૂધ શક્તિ આપવામાં ઓછું નથી. બાળકનુ નામ શું?” વન બાવાએ પ્રશ્ન કર્યો.

બાઈ નજીક આવી બોલી : “બાપજી! એને અમે ભોજો કહીએ છીએ. એના આતા, અન્ન ખાતો નથી આથી ઉપાધિ કરે છે. બાપજી! આજ તો સાવલીયા ફળ પર એની મે'ર છે પણ કાલ ઊઠી સમય ફરે ત્યારે પેટપૂરતું અન્ન ન મળે ત્યાં દૂધ ક્યાંથી કાઢવું ? આ ચિંતા અમારા કાળજાં કોરી ખાય છે.”

રામવન દશનામી અતીત હતા. તેઓ ગિરનાર પર ખૂબ તપ તપી સિદ્ધિ મેળવી સોરઠ જોવા હજુ હમણાં જ નીચે ઊતર્યા હતા. રામવન પરમ યોગીપુરુષ હતા.

યોગીને યોગી પિછાને એ ન્યાયે ભોજલરામને જોતાં જ રામવન સમજી ગયા કે આ કોઈ शुचिनाम श्रीमतॉगेहे योगभ्रष्टो भिजायते ઠીક આ બાળક માટે તેમ જ છે.

“માતા! તારી ચિંતા નકામી છે. બાળકના ભાગ્યમાં જીવનભર દૂધ લખાયેલું છે. એના પ્રતાપે અનેક દીનહીન રંક અભ્યાગતોને દૂધ મળશે. એના હાથ માથા પર અડકતાં સામાન્ય માનવીમાં સિદ્ધિ આવશે. તમે પતિ–પત્ની આજથી ચિંતા છોડો. એને એની રીતે જીવવા દો.”

ગંગાબાઈએ પુત્રને અલખીયાને પગે લગાડી ગળગળા અવાજે કહ્યું : “બાપુ! આ અન્ન ખાય એવો આશીર્વાદ આપતા જાઓ એટલે અમારી ચિંતા દૂર થાય.”

"સારું બહેન, જા, રસોડામાં રસોઈ તૈયાર કર. અમો બન્ને સાથે જ જમીશું. બોલો પછી ચિંતા છે?" રામવને ભોજલરામને અન્ન લેવડાવવાનો વિચાર કરી ગંગાબાઈને કહ્યું.

ગંગાબાઈના આનંદનો પાર ન રહ્યો. એણે કરસન પટેલને ખેતરેથી તેડાવી તમામ વાતથી વાકેફ કર્યા. રસોઈ તૈયાર થતાં બન્નેને જમવા બેસાડ્યા. ભોજલરામ બાર વર્ષની વયે સર્વ પ્રથમ અન્ન લેવા બેઠા.

"ભોજલ!" રામવન બોલ્યા, "સંસારમાં આવ્યા તો સંસારની રીતે રહેવું જોઈએ, દૂધાહારી થવું દેશકાળને પરવડે તેમ નથી, આજે ભારતનું ગૌધન હણાય છે, આગળ એવો કરાળ સમય આવવાનો છે કે અગ્નિમાં હોમવા ઘી મળશે નહીં. તમો વિશ્વની સેવા કરવા આવનાર મુક્તાત્માઓએ જગતના વ્યવહાર વચ્ચે તેમના જેવાં જ થઈને રહેવું પડશે. ચાલો જમી લો."

આજ્ઞાંકિત ભોજલરામે મહાત્માની આજ્ઞા પ્રમાણે જમી લીધું. ગંગાબાઈએ જમી ઊઠ્યા પછી મહાત્માનો હાથ પોતાના બાળક પર મુકાવ્યો.

(૨)

ભોજલરામનો જન્મ વિક્રમસંવત ૧૮૪૧ ની સાલે જેતપુર પાસેના દેવકી ગાલાળ નામે ગામે લેઉઆ પટેલ કરસનને ત્યાં ગંગાબાઈ નામે બાઈના ઉદરથી થયો હતો. ભોજલને કરમણ અને જસો નામે બીજા બે ભાઈઓ હતા.

બચપણથી સંત-સમાગમ, કથાવાર્તા સાંભળવાનો રસિયો ભોજલ ભજનભાવના નામે દસ ગાઉની મજલ સહજમાં કાપી જાય અને રાતભર ભજનો સાંભળી ઘેર આવે.

સમય જતાં ભોજલરામ યુવાન થયા. પુત્રને યુવાનીમાં પ્રવેશતો જોઈ દરેક પિતા કરે છે તેમ લગ્નની તૈયારી કરવા લાગ્યા.

એક દિવસ ભોજલરામે પિતાને કહ્યુ : "આતા! તમે મારા લગ્ન કરવાની વિચારણા કરો છો?"

"હા ભાઈ! બીજાના નાના નાના છોકરા પરણી જાય છે. હુ જરા નવા વિચારનો હોવાથી તારી આટલી ઉંમર થવા દીધી ભાઈ, આપણે શ્રમજીવી ગણાઈ એ, વહુવારુ આવે તો તારી મા પરથી કામનો બોજો ઉતરે, ઉંમરમા આવતા તને રૂડા આશીર્વાદની હૂંફ મળે બેટા! લગ્નજીવન બીજાને માટે ગમે તેટલુ ફળદાયી હોય પણ આપણા મહેનતુ વર્ગ માટે તો ખૂબ જ આશીર્વાદરૂપ છે. પરણી આવનાર બાઈ જેટલુ મારુ ઘર માને તેટલુ નાથી દા'ડિયા માને નહીં. એટલે એ લગ્ન કરવા જ જોઈએ."

પિતાજી ભોજલના વૈરાગ્યથી પરિચિત હતા એટલે સામાન્ય વાતને વધુ ચીકણી કરી નહીં.

"બાપુ! દુ:ખ લગાડશો નહીં! મારે લગ્ન કરવા નથી. હુ વ્યવહારના કાર્યોમા પડવાનો નથી, તમારે કરમણ અને જસો બીજા બે દીકરા છે તેમને વ્યવહારૂ બનાવો, તેમના લગ્નો કરો, વહુવારુ લાવો અને મારા મા પરથી કામનો ભાર ઉતરાવો."

પુત્રના લક્ષણ પારણામાથી જણાય. કરસન આતા જાણતા જ હતા કે ભોજલ વૈરાગ્યમાથી ઉખડી વ્યવહારુ નહીં જ બને છતાં વધુ ચકાસતા કહ્યુ : "ભોજા! આપણાથી પરણ્યા વિના રહેવાય નહીં. નાતજાતમા આપણુ નાક કપાય. આપણા સાવલીયા કુટુંબના બાળકો પારણામા પરણે, પેટે ચાદલા થાય. તારા લગ્ન ન કરુ તો નાતીલા મારો જીવ ખાય. મારે કેટલાકને જવાબો આપવા? હવે ફરી આવું બોલીશ મા!"

"આતા, તમે બોલાવશો તો મારે બોલવું પડશે. જો આ વાત ફરી નહીં કાઢો તો નહીં બોલું!"

"પણ વાત તો કર! ના પાડવાનું કારણ કહીશ ? ભાઈ! પરણીને આવળગોવળવાળો થા એ જોઈને અમારી આંખ ઠરે."

ભોજલ ધીમે ધીમે ગણગણવા લાગ્યો :

"આ છે પંખીડાનો મેળો ભવોભવ નહિ રહે ભેળો,
નર જાણે નર્સે થયા ને અવસર છે અધૂરો
હરિ ભજ્યા વિણ હાણ થવાની ડા'પણ શું ડોળો!
જન્મ ધરીને હરિ ભજ્યા નહીં આખરે ઉભારો
ભોજલરામ કહે ઉપટી જાશે પતંગ રંગ પીળો."

સાચો રંગ જોઈ પિતા-માતાએ લગ્નની વાત જવા દીધી.

(૩)

સમયના પ્રવાહમાં માતાપિતા ખેંચાઈ ગયાં. ભાઈઓએ ખેતીના વ્યવસાયનો ભાર ઊપાડી લીધો. ભોજલરામના ભાગમાં લોકોને ચાબખા મારવાનું અને હરિ ભજવાનું કામ રહ્યું.

આજુબાજુનાં ગામમાં ભોજલરામની કીર્તિગંગા વહેવા લાગી. ભજનના પ્રભાવે સિદ્ધિ સાંપડી આમ લોકો માનવા લાગ્યા. સંવત ૧૮૬૧માં પૂરાં વીસ વર્ષનો ભોજલરામ ગામડે ગામડે ઘૂમવા લાગ્યો અને સતના સંદેશા ઘરોઘર પહોંચાડવા લાગ્યો. જો કોઈ મહત્ત્વાકાંક્ષી રાજપુરુષ મળી આવે તો તેની પીઠમાં ચાબખા લગાવે –

'મન ચડયું મોટપના માળે
પ્રભુ એની વેળા કેમ વાળે ?'

વૃદ્ધ આવી જાય તો તેને ચાબખા વીંઝતો જુવાન ભગત લલકારે—

મૂરખાની દાઢી થઈ ધોળી રે
હૃદયમાં ના જોયું ખોળી !

આજ કરવાનું કાલ પર રાખનો
પીતો સાકર ઘોળી !
અચાનક યમના દૂતો આવીને
વણપૂછ્યા ગયા ખોળી !

ભગવતી સરસ્વતીનો પ્રવાહ અખૂટ વહેવા લાગ્યો. તળપદી ભાષા, ગામઠી શબ્દો, ઝટ સમજાય એવી રચના, મીઠો કંઠ, લાંબાંલચક ભક્તિજ્ઞાન–વૈરાગ્ય, અવળવાણી, યોગમાર્ગી ભજનો સાંભળી થાકેલા ગ્રામવાસીઓને ભોજલરામની વાણીની મોહિની લાગી.

ભક્તમંડળમા જ્યારે જ્યારે જવાનુ થાય ત્યારે હાથમાં કિરતાલો લઈ ભોજલ લલકારતો —

ભગતી શીશ તણું સાટું રે આગળ વસમી છે વાટું,
એક દિવસ તો આવી બની, રાજા મોરધ્વજને માથે,
કાશીએ જઈને કરવત મુકાવીયાં હરિજનને હાથે."

આમ ચોખ્ખાં કથન–કવનના પ્રતાપે સારાય સૌરાષ્ટ્રમાં ભોજલરામની નામના ફેલાઈ ગઈ.

એક દિવસ દેવકી ગાલોળમાં અમરેલીના જીવાભાઈ ભગત અતિથિ થયા.

"બાપુ! મારી સાથે આપ ફત્તેહપુર પધારશો ? રૂડા સત્સંગીઓ ત્યાં છે. આપને આનંદ આવશે, અમો અમારા સદ્‌ભાગ્ય માની, તમારી બનતી સેવા સેવા કરીશું." જીવાભાઈ ભગતે પ્રાર્થના કરી.

ભોજલને ભાવતું હતું ને વૈદે બતાવ્યુ, કુટુંબ સાથે રહેવા કરતાં દૂર રહેવાય તો સારું. તેમને જીવા ભગત સંસ્કારી લાગ્યા. પૂર્વાનુભવે કૂણા દેખાયા. સદ્‌પાત્રે સંસ્કાર રેડવા જેવું દેખાતાં કહ્યું : "ભાઈ અવશ્ય આવીશ, મારી રીતે મને રહેવા આપશો ત્યાં સુધી રહીશ. વધુ પડતાં સન્માનો કરશો તો પાછો અહીં કે ગમે ત્યાં જઈશ."

ભોજલરામ ઘર મૂકવાનો વિચાર આમ સહેજે અમલમા આવતો જાણી રાજી થયા તેમને ભગવાનના શબ્દો યાદ આવ્યા 'योग क्षेम वहाम्य ' 'વાહ દેવાધિદેવ " કહેતા જીવા ભગત સાથે જવા તૈયાર થયા જતા જતા જીવા ભગતને સમજાવ્યો કે "જો ભાઈ! ભોજલ આવશે સાથે અનેક સંતમંડળ, હરિજનો અને ભાવુકો આવશે ટૂંકા હાથે કામ લેવાથી કે થાકવાથી કામ સરવાના નથી આત્માની ગોતમા ઓતપ્રોત થયેલ સન્યાસી પરમહંસો પણ મતિ ગુમાવી બેસે છે, તારે વસમી વાટે ચાલવાનુ છે હુ આ છુ, આ તે છે—આ બધુ ભૂલી અવિરત શ્યામસુંદરના દર્શનાભિલાષી મીરાની મજાગ વિરહવેદનામય રહેવુ પડશે અને તે સચ્ચાઈથી પ્રેમના પાણી અમસ્થા નથી નીકળતા, એમા પરિશ્રમના પહાડો ખોદવા પડે છે ભોજનને લઈ જતા પહેલા રાજવેલ બનવાની તેવડ રાખી લઈ જજે જો ભાઈ

फरि स्नेह पुनि तारवो भल त्रिन प्रिति प्रबंध।
आगाल टुके अघते मलो जन्मको अंध॥

સ્નેહ કરી તોડવો એથી ન કરવો ઉત્તમ છે થોડો સમય જોઈ સંધાપો આવે એથી જન્માંધતા સારી કે પછી ગયાની વેદના તો નહીં!"

"બાપુ! આપ સાચુ કહી રહ્યા છો, જીવો એકધાર, જીવન જીરવા મથામણ કરશે, પછી તો જેવી વાલીની મરજી હુ યે જાણુ છુ કે ભક્તિ કરવી તે ખાંડાની ધાર પર ચાલવા જેવી વાત છે, અજાણ્યુ લાડવા નથી ખરીદાય કે ખવાય શીશ આપનાર સ્વામીને મેળવી શકે છે આપને ખાત્રી કરાવવા અત્યારે જ ઘર પર તુલસીપત્ર મૂકવા તૈયાર છુ તમે જ ગાયુ છે

સૂરખા ઝાંખ રે કાં વળગો હરિ નથી તમુ થકી અળગો.
વણછાંણાં ને વણલાકડીએ અમથા કાં સળગો?
હરિ-હીરાની ગાસડી ખોઈને ખોટી ખુમારી માંગો"

જીવા ભગતના ભાવરંગો ભોજલરામને સાચા લાગ્યા. આપ તેમની સાથે વતનનું સ્થાન મૂકી ફત્તેહપુર આવ્યા

( ૩ )

એક દિવસ ભોજલરામને અમરેલીના આમંત્રણો આવ્યા.

અમરેલીમા ગાયકવાડી સુબા જીયાજી નામજીની સત્તાનો સૂર્ય આથમી ગયો હતો. તેના સ્થાને વિઠ્ઠલરાવના નામની દુહાઈ ફરતી હતી જૂનાગઢથી અમરજી દિવાને સદાને માટે વિદાય લીધી હતી. જામનગરના વજીર મેરૂ ખવાસે બાજી સંકેલી સ્વર્ગમા પ્રયાણ કર્યું હતું, કચ્છનો ભાગ્યવિધાતા ફત્તેહ મહમદ થાકી આરામ લેતો હતો. અંગ્રેજોની સત્તાની આગ ધીમે ધીમે ચેતતી હતી.

વિઠ્ઠલરાવે જડેશ્વર મહાદેવનાં દેવાલયો સાથે અમરેલી નાગનાથનું દેવાલય પૂરું કરી પ્રતિષ્ઠા-મહોત્સવનો આરંભ કર્યો હતો. આવા ઉત્સવમાં ભોજલરામ ભૂલાય તો આખો ય મહોત્સવ નિરસ લાગે. વિઠ્ઠલરાવે ખાસ વાહન અને અંગત માણસ મોકલી ભોજલરામને નોતર્યા હતા.

દેવાલય પર ઈંડું ચડાવવાનો વખત થયો, બ્રાહ્મણોએ વિધિ પૂરો કર્યો. વાજીંત્રોના નાદે આગણાં ગાજવા લાગ્યા. અદ્‌ભુત દેવાલયના દર્શને અમરેલી ઉપરાન્ત આજુબાજુના હજારો ગ્રામ્યજનો એકઠા થયા હતા. મીઠી મંડાઈ. યજમાન અને યજમાન-પત્ની મરાઠી પોશાકમાં સજ્જ થઈ કળશ સાથે ઉપર ચડવા તેયારી કરવા લાગ્યાં.

અજાયબ વાત બની કે ઇંઢાણો પથ્થર ઊંચકાતો ન હતો. બે-ચાર છ અને દસ કડિયા, મલાટો વળગ્યા પણ ત્યાંથી ઇંડુ ટસથી મસ થતુ ન હતુ, જાણે અંગદનો રોપેલો પગ!

મહુ થાકયા! સુબો પરેશાન થઈ ગયો, મુહૂર્ત જતુ હતુ બ્રાહ્મણો ઉતાવળ કરવા લાગ્યા, અહીંયા ઇંડુ શિખર પર નહી ચડવાની હઠ લઇ પદ્માસન વાળી બેઠુ હતુ નિરાશ થયેલા વિઠ્ઠલરાવે ચોતરફ નજર ફેરવી, તેમની નજરમા ભોજલરામ આવ્યા સુબો તેમની પાસે આવી પગમા પડી ગયો અને બોલ્યા "ભગવન માનવોના પુરુષાર્થો પાંગળા બને છે ત્યા ભક્તાની શક્તિ કામ કરી જાય છે કૃપા કરી પધારો અને દેવાલયના શિખર પર નહી ચડવાની હઠ લઇ બેઠેલા હઠીલા ઇંડાને ગતિમાન કરો દસ-દસ વીસ-વીસ કડિયા-મજૂરો, સલાટો વળગ્યા તો પણ ઊપડતુ નથી અવશ્ય કોઈ સિદ્ધની આમા રામત કામ કરી રહી છે"

ભોજલરામ રામના નામ સાથે ત્યા આવ્યા ઇંડાથી થોડે દૂર એક સિદ્ધ ઊભો હતો તેણે પોતાની સિદ્ધિના બળથી પ્રસિદ્ધિ મેળવવાનો ઠીક મોકો લાગી 'ગરીમા' સિદ્ધિને મોકલી પથ્થરને ખૂબ જ વજનદાર બનાવ્યો હતો જેમ જેમ ઉપાડવા પ્રયત્નો વધતા જતા હતા છતા પથ્થર ઉપડતો નહતો તેમ તેમ વધુ અને વધુ પ્રમાણમા સિદ્ધરાજ આત્મસંતોષ અનુભવતો હતો તે પોતાની સિદ્ધિના બળ પર મલકાતો હતો

તેવામા ભોજલરામને ત્યા આવતા જોયા સિદ્ધની નજર તેમના પર ઠરી તેમના દેહમા અલૌકિક તેજ જોયા, છતા હજી તે પોતાની સિદ્ધિના બળ પર જેવો ને તેવો મુસ્તાક હતો

ભોજલરામે પાસે આવી પથ્થરના ઇંડાને હાથ લગાડી હસતા હસતા કહ્યુ "તને સુબા સાહેબ ઊંચેરુ સ્થાન આપે

છે ત્યારે બાપ તું આવું હઠીલું કેમ થાય છે? જા! તેમની સાથે ઉપર જા! અને તારે માટે નક્કી કરેલા સ્થાન પર બેસી જનતાના હૈયામાં હર્ષ પેદા કર! માનવીઓને ઊંચા સ્થાન પર યોગ્યતા ન હોવા છતાં બેસવા મન દોડ્યા કરે છે, ત્યારે તું તો સ્થાનને લાયક છે!"

ઈંડું હલકું બની ગયું : સિદ્ધિની અમર ભક્તિના પ્રતાપે નાબૂદ થઈ. સિદ્ધની છાતી ચીરી ભોજલરામના શબ્દો આરપાર નીકળી ગયા.

ઈંડું ચડી જતાં જયજયકાર થયો. સુબાએ ભોજલરામનો ઉપકાર માન્યો.

સિદ્ધરાજની સિદ્ધિ વ્યર્થ જતાં તેને ભારી ક્રોધ ચડ્યો. તેના હ્રદયમાંથી એ જ ધ્વનિ નીકળવા લાગ્યો : "ભોજલે મારું કીર્તિમંદિર તોડી પાડ્યું, તેની સાથે વેરનો બદલો લેવો જોઈએ." તેણે સિદ્ધિ દ્વારા થોડા પ્રયોગ કરી જોયા પરંતુ એ તો દુર્વાસા–અંબરીષ જેવો ઘાટ થયો; સિદ્ધ નિરાશ થયો. રાત્રીએ ભજન મંડળીઓને માટે સ્થાન નિયત કરવામાં આવ્યું હતું.

જનતા ભોજનથી પરવારી ત્યાં સંધ્યાના ઓળા અવનિ પર ઉતરવા લાગ્યા. નાગનાથના નવા ભવ્ય દેવાલય પર ફરકતી ધ્વજા પર ધ્યાન આપી લોકો થાક ખાવા આડા પડ્યા. ભોજનરાજના ઉતારે સંતોની ભારે ભીડ જામી હતી.

સિદ્ધરાજ, ભોજલરામનો ઘાત કરવાના નિશ્ચય સાથે ઉતારે આવ્યો, પરંતુ ભીડ વધુ પ્રમાણમાં હોવાથી દૂર બેઠો. ભોજલરામ ગાતા હતા. તેમણે સિદ્ધને જોતાં ચાબખો વીંઝ્યો :

**ફીધી ફીકરની ફાકી રે ફકીર એ સાચા, ભૂંડા બાકી,**
**સિદ્ધિ મેળવવા સો સો વરસો મહેનત કરે વણથાકી.**

ફુસકા ખાંડે, ધાન મળે નાહીં, જખ મારે ધૂળ ફાકી.
મોહના ઘોડે કરતા અસવારી, મેલે આડેધડ હાંકી;
ઠેસ વાગતાં ઉછળીને પડતા, મતિ જેની વાંકી.

એક પછી એક ચાબખા ગાતા સંધ્યા થવા આવી, રોશની થતાં ભોજલરામ, ભજનિક મંડળીઓમાં હરિગુણ ગાવા અને ગાનારનાં દર્શન કરવા નીકળ્યા. તકની રાહ જોતો સિદ્ધ પાછળ આવી ગોઠવાઈ ગયો.

ભજનો ચાલુ થયાં. એક પછી એક મંડળીઓ સાખીઓ પર સાખીઓ બોલવા લાગી ગણપતિ દેવા બેઠા. મંજીરાંની રમઝટ સાથે ભજનો ઊપડ્યાં.

મધરાત્રી થતાં સુખાએ ભોજલરામને ગાવા પ્રાર્થના કરી. અસંખ્ય માનવ સમાજ વચ્ચે ભોજલરામ કિરતાલો લઈ ઊભા થયા. જાણે અઢારમી સદી જોવા નરસીંરામ ફરી અવતર્યા ન હોય! દક્ષિણ ભક્તિનો સ્વાદ લઈ તુકારામજી સોરઠને શોભાવવા આવ્યા હોય તેમ ભોજલરામે ચાબખો ઉપાડ્યો :

હરિજન હરખ કરી હાલો રે આ તો ઠઠારો છે હાલો,
ગુરુએ ગોપીચંદન જ્ઞાન બતાવ્યું સેજતળાઈ દીધી છોડી,
માન મેલાયાં નહિ માનવીઓ હવે આવરદા રહી થોડી.
ટીલા-ટપકાની ટેવ વધારી વાતો કરે કરજોડી,
સાચી વાતમાં ખૂટલ ખૂટે ઈ તો પ્રજાપતની જોડી.

સિદ્ધરાજે પોતાની તમામ સિદ્ધિઓનો ભોજલરામ પર પ્રયોગ અજમાવ્યો. પરિણામ શૂન્યમાં આવ્યું. તે અકળાઈ ગયો. પોતે આજ સુધી વ્યર્થ સમય ગુમાવ્યો છે તેમ લાગ્યુ. છેવટે રંગમાં ભંગ પડાવવાની ભાવનાએ મારણ સિદ્ધિનો પ્રયોગ સુખાના ભાણેજ પર કર્યો. ભજન સાંભળતાં તે ઢળી પડ્યો. સભામાં હાહાકાર મચી ગયો, ભજનો બંધ રહ્યાં.

સુબાએ ભોજલરામની ભક્તિનો પ્રતાપ સવારેજ જોયો હતો. ભાણેજના અચેત દેહને ઉઠાવી ભક્તના ચરણમા મૂકી પ્રાર્થના કરી "મહારાજ! મારુ આ જીવનસર્વસ્વ છે, માગીને તેડી લાવ્યો છુ આના જીવનની દોરી આપના હાથમા છે" આટલુ કહેતા સુબો રડી પડ્યો.

"સુબા સાહેબ! સંતા સામટા મળ્યા છે, કાળનુ બળ એક સંત તોડી શકે છે, ત્યારે અહીંયા તો અપાર સમુદાય મળ્યો છે ભાઈ! સંતોના ચરણમા અમૃત છે તેના પાન કરાવો. જન્મ મરણની જળ ઊતરી જાય છે ત્યા આ વ્યાધિ તુચ્છ છે."

સુબાએ પાત્ર અને જળ મગાવ્યા. ભોજલરામે જાતે ઊઠી તમામ સંતોના ચરણ ધોયા ચરણામૃત લઈ 'માગ નાથ! સાચા ચાબખા માર્યા હોય તો ભોજલની લાજ રાખજે' કહી મૃતદેહ પર છાટતા પ્રયોગ વ્યર્થ ગયો—ભાણેજ ઊઠીને બેઠો થતા જયનાદે યોગાન ગાજી ઊઠ્યુ.

સિદ્ધે ભોજલરામના દેહમાં ભવ્યતા જોઈ. તેના અંગમા પોતાના આરાધ્ય દેવના દર્શન થતાં દોડી પગના પડ્યો, રડી પડ્યો અને બોલ્યો · "ભગવન્! હુ આ તમામ કાર્યવાહીનો અપરાધી છુ. સિદ્ધિની શક્તિના ભરોસે ભાન ભૂલ્યો. મને ક્ષમા કરો"

સભા આ બધુ જોઈ સ્તબ્ધ થઈ. ભોજલરામે ગાયુ :

આ ભવમાં ભજન કરી લે ભાઈ અંતરમાં કાં રહ્યો મૂંઝાઈ?
સગાં કુટુંબ ને પરીવારની કૂટી છે સગાઈ.
મૂઆ પછી માનવીઓના વારસે કર્મ ન છોડશે કાંઈ?
વાંસડાના વનમાં ઘાસોટી લાગતાં ઊઠે અચાનક લાઈ.
કામ-ક્રોધ કાયાને ખાશે ખરેખર ભોમ ભીતરનો ભાઈ.

અવસ્થા પહોંચી ને ઊઠી ચાલ્યા સુરનર ગયા સમાઈ,
ભોજલરામ કહે ગુરુપ્રતાપે, શામળીઓ સુખદાઈ.

સિદ્ધરાજ સિદ્ધિના માર્ગો મૂકી પરમ ભક્ત બની ફત્તેપુરમાં રહી ગયો.

(૪)

ભોજલરામની અવસ્થા થવા આવી. ઘડપણે ઘેરો ઘાલ્યો, અંગે। થાકયાં, વણથાકયે ભક્ત લોકહિતના કામમાં મંડ્યા રહેતા.

એક દિવસ એક અજાણ્યે। માનવી આવીને પગે લાગ્યે।.

"ભાઈ તમે। કોણ છે। ? કયાંથી આવો છે।?" ભગતે આવનારને પૂછ્યું.

"બાપુ! જાતે લવાણે। છું, વીરપુરને। વતની. આપની નામના સાંભળીને સતગુરુ ધારવા આવ્યો છું. મારું નામ જલારામ."

"વાહ નામ તે। રૂડું! જલારામ! ઘેર શું કામ કરો છો?"

"બાપુ! પ્રથમ દુકાન કરી. ફાવટ આવી નહીં એટલે વીંટાળી મૂકી. કાકાએ રજા આપી. હવે અભ્યાગતોની સેવા કરું છું, ખેતરોમાં બેઉ માણસો દા'ડી કરીએ છીએ ને મળે છે તેમાંથી ટુકડો આપું છું."

"જલારામ! તમે। કરવાનું કરો છો, મારી પાસે કંઠી બંધાવવાની જરૂર નથી. હું કોઈ મોટો ઓલિયે। નથી. સહુના ગુરુ અભ્યાગતો ગણાય, તે તે। તમારે ત્યાં આવે છે, બાકી ગુરુ કરવા જ હોય તે। પાંચાળમાં જાએ, માયલા પૂગે। : રાજકોટમાં રાણી મા છે. અરે, જૂનાગઢ ગરવાને પાણે પાણે ગુરુ થનાર છે, આ રહી પરબની જગ્યા : નાગનાથના મહંત સિદ્ધ છે."

ભગવન્ જલારામજી બોલ્યા :

"મનમાનેકી બાત ઓધા, મનમાનેકી બાત!

જેનુ મન જ્યા ઠરે તે તેમના ગુરુ જલો ભોજલને શરણે આવ્યો તે જનાર નથી"

સાચો ભાવ જોઈ ભોજલરામે ભવિષ્યમા સમર્થ સતનેવી થનાર જલારામને કઠી બાધી સતનો ઉપદેશ આપ્યો, દયા દાન દીનતાના મર્મો બતાવ્યા, કર્મ અકર્મ વિકર્મના ભેદો સમજાવ્યા થોડા દિવસો પોતાની પાસે ફતેહપુરમા રાખી રજા આપી, ધર્મની ધજા બાધવા ભલામણ કરી જલારામે વીરપુરમા આવી સતસેવાના યજ્ઞો આરભ્યા.

થોડે દિવસે બીજો પૂર્ણ જિજ્ઞાસુ વાલો નામે જુવાન આવ્યો તેને કઠી બાધી ગારીયાધારમા જઈ સદાવ્રત બાધવા સૂચના કરી રજા આપી

ઉત્તર અવસ્થામા ભોજલરામે પોતાના શિષ્ય જલારામને ત્યા જ રહી જીવનલીલા પૂર્ણ કરી

સવત ૧૮૪૧ મા જન્મ લઈ વિક્રમ સવત ૧૯૦૬ મા ભોજલરામે પૂરા પાસઠ વર્ષ ભૂતલમા રહી ભગવતભજન કર્યું અને જનતાને કરાવ્યુ.

ભોજલરામજીનુ સમાધિમદિર આજે વીરપુરમા છે

ભોજલરામજીના ભાઈના પુત્રોએ દાદાની ભક્તિના પ્રવાહને વહેતો રાખ્યો તેમા લક્ષ્મણ ભગત મહારામાયણી થયા ત્યારના લોકો તેમને તુલસીદાસજીનો અવતાર માનતા



# ભક્ત વામની મૈયા

"કાં કાકા દ્વારકા આવશો ને?" યાત્રાનો સંઘ કાઢવાની ધમાલમા પડેલા શેઠે આવનારને કહ્યુ

"સમય તો નથી, પણ શેઠના નિમંત્રણો પાછા ઠેલાય? તમોને ધંધામા કાયમ રચ્યાપચ્યા રહેનારને આ શું સૂઝ્યુ?"

"કાકા, ધંધો તો જીવનભર કરવાનો જ છે મનમા આવ્યુ કે જૈનભાઇઓ શેત્રુંજય, સમેતશિખર કે ગિરનારની યાત્રાના સંઘ કાઢે તો આપણે વૈષ્ણવોએ એવા શાનદાર સંઘો શા માટે ન કાઢવા?" શેઠે સહજ ગર્વભેર કહ્યુ

"વનુભાઈ! વાત સાચી છે તમે સંઘવી પછી સંઘ સંખ્યા માટે તો પૂછવાનું શુ હોય? છતા કેટલા માણસો સંઘમા આવવા ધારો છો?"

"આ મુનિમજી આવ્યા, તેમને પૂછી માહિતી મેળવો. આ તો નવો જ અખતરો છે"

મુનિમજી આવી ગાદી પર બેઠા શેઠની વાત સાભળી હતી એટલે જવાબ દેવાની ફરજ પોતાના પર આવી જાણી બોલ્યા: "અત્યાર સુધીમા હજારેક નામો આવી ગયા છે અમો ચારસો

વધે ખરાં. ઉપરાંત મજૂરો, પખાલીઓ, શાશનધારી, સુથારો, વૈદો, ગાયકો, દેવમંદિરના પૂજારીઓ, નાચનારીઓનો કાફલો–આ બધું જુદું.”

“વાહ વાહ!” કાકાએ સંતોષ વ્યક્ત કર્યો. “શેઠ તો અમદાવાદના વૈષ્ણવોનું નાક છે, નાક! પુષ્ટિમાર્ગી છતાં સાંકડાપણું જરાય નથી. ક્યારે ઉપડવાનું છે?”

શેઠ બોલ્યા: “વસંતપંચમી પ્રથમ પ્રસ્થાનનો દિવસ. ફૂલડોલ દ્વારકા કરી સંઘ વીખરાશે. તૈયાર થશો ને?”

“હા હા અવશ્ય. હું, તમારી કાકી, બેનનો ભાણો, સહુ આવીશું.”

“અરે ઓ મોનજી!” ગુમાસ્તાને કહ્યું, “રસોઇઆ સારા શોધજો. સંઘના જયજયકારનો મુખ્ય આધાર તેના પર છે: મુકામની યાદી તૈયાર કરવામાં આવી છે ને?” શેઠે દીર્ઘદૃષ્ટિથી સૂચના આપી.

“શેઠજી અહીંયાં બિરાજે છે? મારે તેમને મળવું છે.” બહારથી કોમળ અવાજ આવ્યો. સ્વરમાં મધુરતા, નમ્રતા, દીનતા અને ઠાવકાઈ હતી.

“હા છે, આવો.” મુનિમે જવાબ આપ્યો.

આવનાર એક બાઈ હતી. તે નજીક આવી વિવેકથી બે હાથ જોડી પ્રણામ કરી સંકોચ સાથે દૂર ઊભી રહી. બાઈ સુંદર હતી. તેના શરીરનો વળાંક જોતાં સહજ રીતે જોનારને મોહ થાય તેવો હતો. સાથે વસ્ત્રો પહેરવાની રીતિ આકર્ષક હતી. વય ત્રીસેક વર્ષનું હોવા છતાં પૂરાં વીસ જેવું અનુમાન કરાવતું હતું. ઊભા રહેવાની છટા, નજર માંડવાની આવડત,

શરીર સંકોચવાની છટા–આ બધું જણાવતું હતું કે આટલી લજ્જા સ્વાભાવિક નથી. તેમાં કૃત્રિમતા છે જ. પરંતુ પ્રથમ નજરે જોનાર કોઈ ઉચ્ચ કુળની કુળવધુનું અનુમાન બાંધે તેવું હતું.

"કેમ બહેન, શું કહેવું છે ?" શેઠ બોલ્યા.

"શેઠજી, સાંભળ્યું છે કે આપ દ્વારકાની યાત્રાર્થે સંઘ કાઢો છો; આમ પોતેજ સંઘપતિ છો ?"

"હા બેન હું જ સંઘવી છું. તમારે આવવું છે ?"

"એ માટેજ આપની પાસે આવી છું; મને સાથે તેડી જશો ?"

"આનંદથી. આવો બહેન, રણછોડરાયનાં દર્શનાર્થે આવવા ઈચ્છનાર દરેકને મારું જાહેર નિમંત્રણ છે જ. તમારી સાથે તમારાં સગાંઓમાં કોણ કોણ આવે છે ?"

"મારે કોઈજ સગું નથી, માત્ર એક ભગવાન છે."

વનુ શેઠને આ બાઈના જવાબમાં નવાઈ લાગી કે આને કોઈજ સગું નથી આમ કહે છે છતાં સૌભાગ્યવતી તો છે જ. શું એના પતિથી પરિત્યકતા હશે ? "બહેન શું તમે તમારા પતિનાં પરિત્યકતા–તરછોડાયેલાં છો ?"

બાઈનો ચહેરો લેવાઈ ગયો. તેની આંખોમાં શરમના શેરડા સ્પષ્ટ દેખાવા લાગ્યા. શરીરે નાની કંપારી આવી છતાં હિંમત કરી ધીમેથી બોલી : "હા." એક જ શબ્દના ઉચ્ચાર પાછળ હજારો વીંછીની વેદના ડંખતી હતી.

"તમે કઈ જ્ઞાતિનાં છો ?" શેઠે જાતિ જાણવા ફરી પ્રશ્ન કર્યો.

"હું જાતિવાદમાં માનતી નથી. અમારા સમૃદાયમાં કોઈજ માનતું નથી. જાતિવાદના દાવાનળમાં એક વાર સળગી મૂઆ પછી એને કોણ યાદ કરે ?" બાઈ આંસુ ટપકાવતાં બોલી.

વનુ શેઠને બાઈના જવાબમાં રસ પડ્યો, સાથે તેટલું જ આશ્ચર્ય પણ થયું. "ત્યારે તમે કહેશો કે કોણ છો?"

પોતાની ઓળખાણ આપવી એ બાઈને રૂચ્યું નહીં. પરંતુ જો યાત્રાના સંઘમાં ભળવું હોય તો ઓળખાણ આપવી જ જોઈએ. બાઈ બોલી : "હું વેશ્યા છું."

'વેશ્યા' શબ્દ કાન પર પડતાં શેઠ પર કોરે આસે વીજળી ત્રાટકી હોય એવો માથા પર ઘા પડ્યો. તેમનાથી બોલાઈ જવાયું: "વારવધુ !"

"હા શેઠ વારવધુ! એમાં અકળાવા જેવું શું છે? વારવધુઓ નાચનારી બની આપના સંઘમાં આવી શકે છે ત્યારે સ્પષ્ટ શબ્દોમાં પોતાની જાતને ઓળખાવનાર માટે આટલી ઘૃણા શા માટે ?"

"તમો દ્વારકા આવીને શું કરશો ?" વનુ શેઠે અચકાતાં અચકાતાં પૂછ્યું.

"કેમ શેઠજી ! વારવધુઓ માનવી નથી ? તેને દ્વારકાધિશના દર્શન કરવાનો અધિકાર નહીં ?

શેઠ ! ગંડકીદેવી વારવધુ હતી, ચિંતામણી મારા જેવાં જ હતાં, વૈશાલીની પ્રજા જેને પૂજતી તે દેવી આમ્રપાલી પણ વારવધુ જ હતી. દેહવિક્રય કરી જીવન જીવનાર અધમ છે ત્યારે દેહને ખરીદનાર પુણ્યાત્મા છે એમ જ આપનું માનવું છે ને ?

શેઠ ! પુત્રવધુ સાથે અધમાચરણ કરનાર, ભાતૃવધુનું શિયળ ભ્રષ્ટ કરનાર, ધનની શક્તિ ખર્ચી અમારા જેવી કુળવધુઓને

વારવધુપણાની ભેટ આપનાર, અમારે ઘેર કાયમ પડી રહેનાર બધાયને દ્વારકાધિશનાં દર્શન, સ્પર્શ અને તેમાંથી મોક્ષ મેળવવાનો અધિકાર, એક અમને જ નહીં ? વાહ રે સમાજના કર્ણધારો ! સંઘપતિઓ !! વારવધુઓને અન્નવસ્ત્રો અને દ્રવ્ય દઈ જીવાડનાર કોણ ? જવાબ આપશો ? સાંભળો ! આપના સંઘમાં આવનાર મોટા ભાગના અમને રોટી આપે માટે દેહવિક્રય કરીએ છીએ. ધનિકો સંગ્રહ માટે અમારાથી પણ બુદ્ધિશક્તિને વ્યભિચારીણી બનાવે છે. આ બધા પુણ્યાત્મા ખરુ ને ?"

શેઠ, મુનિમ અને તેમના કાકા જમીન સાથે ચોંટી જ ગયા. વારવધુના સ્વરમાં સચ્ચાઈનો રણકો હતો. સોંસરા પ્રશ્નો હતા. સમાજની બદીનું સાંગોપાંગ ચિત્ર હતું. તેના પ્રશ્નોનો પ્રત્યુત્તર જ શેઠ પાસે ન હતો. તે જ રીતે અનંત શેઠો, પંડિતો, મહાત્માઓ, મૌલવીઓ, ધર્માત્માઓ, સમાજસુધારકો, આચાર્યો કોઈ પાસે ન હતો. સ્વર્ગની તિલોત્તમા, ઉર્વશી, ચંદ્ર–સૂર્ય-વંશની માતાઓ હોય, વિશ્વામિત્રકન્યા શાકુંતલ ભરતવંશની જન્મદાત્રી હોય, ચૌલાદેવી સોલંકી વંશની માતા ગણાતી હોય ત્યારે વારવધુનો નિરાદર કરવા સમાજને હક જ ક્યાં રહ્યો ?

"તમારુ નામ ?" શેઠે આખીય વાતનો પલટો કરવા પ્રશ્ન પૂછ્યો.

"મારું નામ વામની, જાતે–જન્મે બ્રાહ્મણ, પિતાજી ધર્મપરાયણ સુપ્રસિદ્ધ વૈષ્ણુવ ગાયક, વર્તમાનકાળે વારવધુ, શેઠ ! કોડી ધોવામાં કાદવ વિના કશું જ નીકળવાનું નથી. બોલો, મને શો જવાબ છે ?"

"તમો આવો એમાં મને ક્ષતિ નથી. પરંતુ લોકાપવાદનું શું ? આ પ્રથમ જ સંઘ નીકળે છે. બાકી આપનું કથન સાગોપાંગ સાચું છે."

"શેઠજી હુ માગ નાના કાફલાની સાથે આપના ઉતાગથી અલગ ગ્હીશ માથે ચાવીશ નહીં માગી પાસે દોલત છે, મારે ખર્ચે આવીશ જરૂર ઊભી થાય તો મને ગાયિકામા ગણાવશો આપના ધાર્મિક કાર્યમા દખલ કગ્વાની માગી ભાવના નથી"

શેઠને તેમની યુક્તિ ગમી આવવા હકાગ્મા માથુ ધુણાવ્યુ. બાઈ જતા જતા ખીમચદ શેઠ પગ વેધક નજગ નાખતી ગઈ

'વનુ શેઠ! માળી ભાગી બોલકી હો!" ખીમા કાકાએ કહ્યુ

"હા કાકા, ભગવાન શકિત આપે પછી કોઈ શા માટે બાગી ગખે? કાકા બિચાગી ભલેને યાત્રા કગતી"

"આમ તો હગ્કત નથી વનુ, પણ આવા ઢેઢવાડા સઘમા હોય તેમા શોભા નહીં" કાકાએ વાધો ઉઠાવ્યો

'હશે કાકા, આવા ઢેઢવાડાના સર્જક તો આપણે જ છીએ ને? કાકા, તમો આવશો ને?"

"હા ભાઈ હા, વારવાર શા માટે પૂછવુ પડે છે?" ખીમા કાકા બોલ્યા

"એટલા માટે કે મારે બે ઢેઢવાડા સાચવવા લોગવાઈ વધાગ્વી પડશે" મુનિમને ગ્જા આપવામા આવી

"કાઈ સમજ પડી નહીં વનુ! તુ શુ કહેવા માગે છે?"

"કાકા, કયાથી સમજ પડે? આ વામની કૃષ્ણધર ગાયકની દીકરી ઓળખી? એને આ સ્થિતિએ પહોચાડનાગ કોણ? ઓળખી, વામની પિઠાની?" કાકો અવાક થઇ ગયો

"ખીમા કાકા! એ બિચારીને વાગ્વધુ તમારે પાપે થવુ પડ્યુ ત્યારે તમારી આખો ઉપર અધમસત્તાના પડળ બાઝ્યા હતા કાકા, બે જીવવાળી વામની વિધવાને સઘગ્વા તમે ઘમીને

ના કહી. બિચારી મારી પાસે આવી. હું પણ ભીરૂ બન્યો, કાકાના સંબંધો આડે આવ્યા. થોડા પૈસા આપી દિલ્હીના અનાથાશ્રમમાં ધકેલી. ત્યાંથી વારવધુ બનીને ન આવે તો શું બનીને આવે ?"

કાકાને ભૂતકાળ યાદ આવ્યો : તે કશું બોલ્યા વિના જ ઊઠીને ચાલ્યા ગયા.

આવા સફેદ ઠગો દ્વારકા જવાના અધિકારી અને વામની નહીં? કેટલો સમાજનો ઘોર વિનિપાત ? કેવી ધર્મની કરુણ અવસ્થા ?

(૨)

અમદાવાદના વનમાળી શેઠ દોઢ હજાર યાત્રીઓના મોટા સંઘ સાથે યાત્રાએ આવ્યાથી દ્વારકાના ફૂલડોલનો ઉત્સવ કોઈ અભૂતપૂર્વ રીતે ઉજવાતો હતો. આઠ દિવસ અગાઉથી તંબૂઓ પડી ગયા હતા. શામિયાણા ખડા થઈ માનવોના મનને ખેંચતા હતા. શામિયાણાની બંને તરફ રાવટીઓની હાર પાછળ શેઠનું કુટુંબ, તેની પાછળ વાહનો, રખવાળો, ભોઈ લોકો, પખાલીઓ અને આગળ દુકાનદારો ગોઠવાયા હતા. ટંકોરખાના માટે મોખરે માંચડો નાખવામાં આવ્યો હતો. શેઠના આવતાં પહેલાં ચાર દિવસો થયા દરરોજ નોબત વાગતી થઈ હતી.

આજે સવારે શેઠ આવી ગયા હોવાથી પૂજારીઓની દોડધામ વધી હતી. આજે દ્વારિકાધિશની ધ્વજા શેઠ તરફથી પડતાં ગુગળીનું પચ્પનું જમણ પાકું હતું. સાથે અબોટી બ્રાહ્મણો પણ જૂની ધ્વજા મેળવી દક્ષિણા સારી મળતાં સંતોષ પામ્યા હતા.

આખો ય દિવસ આનંદમાં ગયો. શેઠે ઉદાર ભાવે દક્ષિણા આપી પૂજારી-પંડાના આશીર્વાદ મેળવ્યા.

સાંજ થતાં નોબત ગડગડવા લાગી. દીપમાળા પ્રગટી. મંદિરનો ઘંટ આરતીની સૂચના આપતો વાગવા લાગ્યો. છપ્પન પગથીએ ભીડ ઓછી થવા લાગી. રણછોડરાયનો જગમોહન માનવસાગરથી ઉભરાવા લાગ્યો.

વામનીના ઉત્સાહનો પાર ન હતો. તે પિતા સાથે અનેક વખત દ્વારિકા આવી હતી. પૂજારીઓ દ્વારા પ્રસાદ પાન મેળવવા સુભાગી નીવડી હતી. આજની પરિસ્થિતિ તેમના માટે જુદી હતી. વામની આજે વારવધુ હતી. ગાયકપુત્રી, બ્રાહ્મણકન્યા આ બધું ભૂતકાળના પડદા પાછળ વિલય પામ્યુ હતું.

તે પોતાની એકાન્તની રાવટીમાં પ્રિયતમને રીઝવવા શણગાર સજવા લાગી.

આજનો અભિસાર તેમના મને અંતિમ હતો. સ્નાન કર્યું. સુવાસિત તેલે વાળ વ્યવસ્થિત કરી તેના પર અમૂલ્ય વેણી, બંધન નાખી દઢ કર્યો. કાનમાં હીરાની બુટ્ટી, કપાળમાં દિવ્ય ચંદ્રક અને કંઠમાં અમૂલા હાર નાંખ્યા. બાજુબંધ બંધો, હાથમાં સાચાં મોતીનાં વલયો, આખે શરીરે અત્તર લગાવી ગોરા ગોરા દેહ પર વાદળી ઓઢણાં ઓઢ્યાં. જરીતાર ભરેલો લહેંગો ગોપવધુના વેશને છાજતો હતો. વામની કનૈયા વિશ્વવિલોચન ચોરને વશ કરવા આજે થનગનતી હતી. તેના હૈયામાં રૂપ-ગર્વનો મહાસાગર ભારે ભરતીના ભારે ઘૂઘવતો શ્યામસુંદરના ચરણોમાં પછડાટો ખાતો અદ્દભુત ઓપતો હતો.

હાથમાં હીરાજડીત વીંટીઓ પહેરી નખ રંગી રંગીલાને રીઝવવા રંગરાતી બની મદમાતી વામનીનાં અંગેઅંગ ઉમંગમાં નાચતાં હતાં. તેણે અરીસામાં જોયું. કાજળ આંગળીઓમાં લઈ આંખોમાં આંજ્યું. જાણે ચકોરની ચાંચને અહીં ચારો આપવામાં આવતો ન હોય!

પોતાનું મોં જોઈ વામની હસી પડી અને બોલી : "રાધાવર! આજ વારવધૂ તારે બારણે આવે છે, સ્વીકારીશ ને? આ પતિત દેહને પતિતપાવન! પાવન કરીશ ને? વિશ્વાસ છે તારો વાલમવર, કુબડી વારવધુ જ હતી ને? તેને અંગરાગ અર્પ્યાં. આજે વામની અંગરાગ સાથે જીવનનું સમર્પણ કરવા તારે દ્વારે આવી છે. વનમાળી! તારી કામણગારી મોરલીના નાદે વિશ્વ ઘેલું બને, પછી હું તો સ્ત્રી છું!

નાથ! મદન મદહર મનમોહન! આ અનોખાં સમર્પણો સ્વીકારી, પતિતપાવન બિરુદને સાચું ઠરાવજે! આજે દેહદાને દયાધન! રીઝવવા આવી છું. તું તો સર્વેશ્વર સર્વાન્તરયામી છે, તું જ સાચી વાત જાણે છે કે હું પતિતા કેમ બની? કોણે બનાવી?"

આમ આત્મગત વાતો કરતાં ઘડીમાં ભાવાવેશે નૃત્ય કરતાં કેટલો સમય ગયો એનું વામનીને ધ્યાન રહ્યું નહીં. રૂપગર્વિતા અલંકારોથી લદાયેલી, વિરહાતુર વલ્લભા દ્વારકાની બજારને દીપાવતી દેવદ્વારે આવી ત્યારે ઝુલ્લાનાં અંતિમ દર્શનો થઈ ગયાં હતાં. દેવ પોઢી ગયા. દ્વારને તાળાં મારી કૂંચીઓ સાથે મુખ્ય અર્ચક દરવાજે સામે મળ્યો. પ્રગલ્ભ મુગ્ધાના ભાવે વામની હજુ ચાલી આવતી હતી. તે ઉંબર પર ચડી ત્યારે જ ખ્યાલ આવ્યો કે દેવદ્વારો બંધ થયાં છે.

વરસોના વિયોગ પછી વલ્લભને મળવા જતી વિરહીણીને વાલમનાં દ્વારો બિડાયેલાં જોતાં જે વ્યથા થાય તે વ્યથાથી વામની વ્યથિત બની. શું દેવદ્વાર બંધ થયાં? પ્રિયતમ પોઢી ગયો? રાધા સાથે રમણ કરતો સ્ત્રીઓ રસસેજમાં સૂતો? આકરાં મનોમંથને વ્યાકુળ થયેલી વામની અર્ધમૂર્છિત દશામાં નીચે પટકાઈ પડી.

પૂજારી સમજ્યો કે ઠેસ વાગી હશે માટે બાઈ પડી ગઈ હશે. આમ માની ઉઠાડવા નીચે નમ્યો.

વામનીનુ અદ્દભુત રૂપ, ઠસ્સો અને વસ્ત્રાલંકારો જોતાં ત્યાં જ ઠરી ગયો. એણે માન્યુ કે સંઘના કોઈ ધનવાનની સ્ત્રી હશે. તે ચુપ જ રહ્યો.

સંઘ દ્વારિકા આવ્યો ત્યારે માથા પર દોઢ બે હજાર માનવીની વ્યવસ્થાનો ભાર હોવા છતા વનમાળી શેઠની નજર વામની પર કાયમ રહેતી. તે એટલુ સમજી શકયા હતા કે તે ફરી અમદાવાદ વારવધુ બનવા નહીં જ આવે. તેનો સંસ્કારી આત્મા જાગી ગયો છે. તેને વાલમ મળવાનો સાચો વિરહ જાગ્યો છે. આ પરમ વિરહીણી ક્યારે દેહનો ત્યાગ કરે તે કહેવાય નહીં. આ કામ બીજાને સોંપાય તેમ ન હતું. અનેક પ્રવૃત્તિઓમાં પણ વામની તરફ પોતાની નજર રાખી રહ્યા હતા.

મંદિરના સંધ્યા–આરતીના અવસરે વામની જોવામાં આવી નહીં. આથી દર્શન કરી તેની રાવટી પાછળ ગયા અને ગુપ્ત રીતે શણગાર સજતી જોઈ તેની આત્મગત થયેલી વાતો સાંભળી. છેક રવાના થઈ ત્યાં સુધી રોકાયા. મંદિરની ગલીમાં વામની વળી ત્યારે દૂર છુપી રીતે ચાલતા દરવાજાથી દૂર સામેની ગલીમાં અંધારે ઊભા રહી હવે પછી શું બને છે તે જોતા હતા.

વામનીને મૂર્છા વળી. તે ધીરે ધીરે ઊઠીને બોલી : "શું ભગવાન શયન કરી ગયા?"

"હા બેન. હું પૂજારી છું. દ્વાર બંધ કરી આ ચાવીઓ સાથે ઘેર જઈ રહ્યો છું. કાલે મંગલા સમયે આવજો."

"પૂજારીજી! મારે અત્યારે જ દરશન કરવાં છે. મારાથી કાલ સુધી ધીરજ રખાય તેમ નથી. કૃપા કરી મંદિર ખોલી

દર્શન નહીં કરાવો? મારા મનમંદિરના સ્વામીને કેટલા દૂરથી, કેવા ભાવે, કેટલી ઊછળતી ઊર્મિએ આવી છું તે તમે ક્યાંથી જાણો?"

"બાઈ!" પૂજારીએ એક જ વાત કરી "દ્વાર બંધ થયાં હવે ઉઘડે નહીં."

"પૂજારીજી, કોસવા માટે દેવાલય ફરવાની વાતો થાય છે, ઓડાણા માટે મધરાતે દ્વારો ખૂલે છે ત્યારે મારે માટે નહીં? જાઓ તો ખરા, રણછોડરાયને કહો રસરાજ! એક અબળા તારા વિરહમાં સિદાતી શામળિયા! તારા દરવાજે ઊભી છે, દરશન આપીશ?"

"બેન! તું નકામી માથાકૂટ કરે છે. તને કહ્યું ને, કોસવા ઓડાણાની વાતો છે. મંદિર ઉઘડે જ નહીં." આમ કહી ચાલવા લાગ્યો.

તેના પગ પકડી વામની આંસુ સારતી દયામણે અવાજે કરગરતી બોલી: "પૂજારીજી! એક વાર જાઓ, મારું હૃદય-મંથન વૃંદાવનવિહારી જાણે છે. મારાથી રાત્રી નહીં જાય. વિરહણીઓના વિરહને, જડ ભાવે પૂજતા પૂજારીઓ ક્યાંથી જાણો?"

વનમાળી શેઠ વામનીનો ભાવ જોઈ ભાવાવેશમાં આવી ગયા. તેમને લાગ્યું કે સાચી યાત્રા વામની કરી રહી છે. વિરહવેદનાએ બળતી વામની કણસતી બોલી: "પૂજારીજી! એક વાર મને તેમનાં બંધ દ્વાર સુધી લઈ જશો તો તમને આ તમામ અલંકાર ભેટ તરીકે અત્યારે જ આપી દઈશ. ભલે પછી દ્વારો બંધ રહે."

પૂજારીને આ સોદામાં ખોવાપણું લાગ્યું નહીં. માત્ર અંદર લઈ જવાની વાત હતી. શ્રીપતિનાં દ્વારો ખોલવાનાં ન હતાં એટલે તે બોલ્યો : " બહેન, તારો ભાવ નિયમભંગ કરાવે છે. ચાલ, આપી દે ભેટ, અંદર લઈ જાઉં. "

વામની હર્ષાવેશમાં આવી તમામ આભુષણો કાઢી પૂજારીજીના હાથમાં મૂકી દીધા. પૂજારીએ બહારના દરવાજાની બારી ઉઘાડી બાઈને અંદર લઈ પોતે પાછળ ગયો. તકનો લાભ લઈ વનમાળી શેઠ પણ કૌતુક જોવા મંદિરના અંદરના ભાગમાં ગયા.

મંદિર શાંત હતું. દેવદ્વારો બંધ હતાં. વામની દ્વાર પાસે આવી નમી પડી અને બોલી : " રસરાજ ! આજે તારી ઝંખનામાં વિશ્વના વિહારોને ભૂલી એક વારવધુ આવી છે. જો જો, વિહારીલાલ ! દાસીનાં હૃદયમંથન, વિરહવેદના તરફ મીઠી દૃષ્ટિ કરી એક વાર યશોદાના લાલ નિહાળી લે, અનાથના નાથ, પતિતા તારે શરણે આવી છે. તારો અવતાર વ્રજેશ સ્રીજીવન સુધારવા જ થયો છે. વ્રજમાં અવતરી વ્રજાંગનાંઓનાં હૈયાં હેતે ભર્યાં, રાસ લઈ રાસેશ્વર બન્યો. ભૌમાસુર મારી સોળહજારમાં ભર્યો પૂર્યો પ્રવાસી બની રૂકમણિ લાવ્યો. તારું જીવન અસુરોના નિકંદન માટે કહેવાય છે તે ખરું નથી. તું મદનમદ ઉતારવા આવેલ મદગંજન સૂરત સ્વામી છે....મારાં આત્મસમર્પણ સ્વીકારજે, ગોપીજન વલ્લભ ! " આમ કહી વામની જમીન પર પટકાઈ પડી. તે જ પળે મંદિરનાં દ્વારો આપોઆપ ખૂલી ગયાં. પૂજારી ચકીત બન્યો. વનુ શેઠની દૃષ્ટિ ત્યાંની ત્યાં જ ચોંટી હતી. વામનીને રણછોડરાયના મંદિરમાં જતી જોઈ તે સ્વામીના અંકમાં લલિત ભાવે આવતી જોવાઈ. હરિએ હૈયાસરસી ચાંપી કપોલથી કપોલ જોડી પોતાનામાં લય કરી. દ્વારો બંધ થયાં. અજવાળાં

દૂર થયાં. ઝાંખા દીવાના ટમટમાટમાં વામનીનો શબ બનેલ અચેત દેહ પડ્યો હતો.

પૂજારી ગભરાઈ ગયો. દેહનું શું કરવું? પોતે અલંકારોની આશાએ ભૂલ કરી તે જણાવા લાગ્યું. પરંતુ આ બધું હવે નકામું હતું. એકલો પૂજારી ઓશિયાળો બની ચોતરફ જોવા લાગ્યો.

પૂજારીની નજીક એક ઓળો અંધારે આવતો જણાયો. પૂજારી સહેજ ચમક્યો.

"પૂજારીજી ગભરાશો નહીં, એ તો હું સંઘપતિ વનમાળી શેઠ. મરનાર વામની મૈયા મારી સાથે જ હતાં. આપણે બંને મળી તેના સુભાગી દેહને બહાર લઈએ."

"શેઠ તમો ક્યાંથી?" પૂજારીને આશ્ચર્ય થયું અને પૃછ્યું.

"એ બધી વાતો કરવાનો અત્યારે સમય નથી, ચાલો દેહને ઉપાડો!"

શેઠના સત્તાવાહી સ્વરથી પૂજારી અને શેઠે મળી દેહ બહાર લીધો. પૂજારીએ દેવદ્વારો હતાં તેમ બંધ કર્યાં.

વનુ શેઠે પોતાના માણસો બોલાવી વામનીના દેહને પોતાને ઉતારે લેવડાવ્યો.

પ્રાતઃકાલે ચંદન શ્રીફળોદ્વારા વામની મૈયાના દેહને બાળવા સાગરકિનારે લઈ જવામાં આવ્યો. ચિતા તૈયાર કરી તેના પર શ્રીહરિના રૂપમાં રૂપ મેળવનાર મીરાના દિવ્ય ભાવનો સાક્ષાત-કાર કરાવનાર વામની વારવધુના દેહને મૂકવામાં આવ્યો. શેઠ જાતે માતાને પુત્ર અગ્નિ આપે તેમ અગ્નિ અર્પણ કરવા આવ્યા અને "વામની મૈયાની જય" આમ ત્રણ વખત જયનાદો

કરી અગ્નિ પ્રગટાવ્યો. શેઠે એક વાર મૃતદેહ પર ભાવભરી નજર કરી તો ચહેરા પર મંદ સ્મિત ફરકી રહ્યું હતું. અદ્‌ભુત છટાથી દેહ ચિતા પર અચેત અવસ્થામાં પડ્યો હતો. ભક્ત વામની-મૈયાનો દેહ સાગરતીરે અગ્નિદેવને સોંપી સહુ સ્નાન કરી સંઘપતિના આવાસે આવ્યા. વનુ શેઠે વામની મૈયા સંઘમાં કેમ આવ્યાં, કોણ હતાં, કેવા ભાવે ભગવત-સ્વરૂપમાં લય પામ્યાં આ બધું પોતે જાતે જોયુ, અનુભવ્યું તે સહુ સામે કહી બતાવ્યું. લોકોએ વામની મૈયાના જયનાદો કર્યા.

શેઠે બીજે દિવસે વામની મૈયાના નિમિત્તે દ્વારિકાની ચોર્યાસી કરી ધ્વજા ચડાવી શ્રીપતિને અલંકારોની ભેટ ધરી.

ત્રીજે દિવસે સંઘે વિદાય લીધી.

થોડા ફેરફાર સાથે વામની મૈયાની ઘટના સત્ય છે. પ્રારબ્ધવશાત્ વારવધુ જેવું નિંદ્ય જીવન જીવતી એક સોરઠી કન્યા ભાવનાના પ્રબળ વેગે શ્રીપતિના સ્વરૂપમાં લીન બની. આ છે ભક્તિનો પ્રતાપ, પ્રેમની સિદ્ધિ.

આજ પણ વામની મૈયાને જાણકારો યાદ કરે છે.



## શ્રી દાના ભગત

થાનના પ્રસિદ્ધ ભક્ત જાદરાનું મંડળ આજે પાંચાળમાં આવેલા આનંદપુર ભાડલા ગામે આવ્યું હતું, જાદરા ભગત કાઠી હતા. મોલડીના પ્રસિદ્ધ ભક્ત આપા રતા તેમના સસરા થતા હતા. સસરાજીના કહેવાથી આપા જાદરાએ થાનના કુંભાર ભગત મેપા પાસે કંઠી બંધાવી હતી. ભજનના પ્રતાપે સંતસેવાનાં બળથી જાદરા ભક્તમાં પીરાઈ આવી હતી. લોકો તેમના પૂર્વ જીવનને ભૂલી વર્તમાન જીવનમાંથી તેમના અનુભવનાં સાચાં મોતી વીણતા હતા. તેઓ આજે આણંદપુરમાં હોવાથી વતનીઓ દર્શને આવ્યા હતા.

કાળા મલીરમાં વીંટાયેલાં એક બાઈ પોતાના અંધ દીકરા સાથે દૂર બેઠાં હતાં તેના પર ભક્તની નજર પડી. "આ બેન કોણ છે?" ભગતે પૂછ્યું.

"આપા જાદરા! ઈ કાળા ખાચરના ઘરથી દર્શને આવ્યાં છે. કાળા ખાચરને પોઢયાને વધુ વખત થયો છે. આઈને દાના નામે એક દીકરો છે. જુઓ, તેમની બાજુમાં બેઠો છે; તે જન્મથી જ અંધ છે."

"શું નામ કહ્યું ભાઈ?" ભગતે ફરી પ્રશ્ન કર્યો.

"દાના ખાચર." જવાબ આપનારે કહ્યું,

"વાહ, નામ તો રૂડું છે. બાપ દાના! અહીં આવ જોઈએ."

દાનાના પ્રારબ્ધમાં ભક્તિ યોગ હતો. તે પૂર્વનો યોગભ્રષ્ટ સિદ્ધ છે આમ ભક્તિની કમાઈથી જ્ઞાની બનેલા જાદરા ભક્તની જાણમાં વાત આવી ગઈ. તેઓ સમજ્યા કે પ્રારબ્ધ ભોગવવાનો દાનાનો યોગ પૂરો થાય છે.

દાના ખાચરને ભગત પાસે લાવવામાં આવ્યા. દાનાના માથા પર હાથ મૂકી ભક્ત બોલી ઊઠયા: બાપ દાના! આમ ઢોંગ કયાં સુધી કરવા છે? તું તો અજરના પિયાલા પી જનાર, સૂતેલાને જગાડનાર, મદમાં આંધળા થનારને જ્ઞાનની નવી આંખોનો આપતલ, આમ કયાં સુધી શૂન્ય બેસી રહીશ! જો બાપ જો! સૂરજ દાદા તરફ જો, કેટલા ઉપર આવ્યા છે? જાણી જોઈને જ્યાં અવતાર લઈએ તેને હેરાન ન કરીએ દાના! તારે તો અનેકને દેખતાં કરવાં છે!"

મર્મમાં વદેલા જાદરા ભગતનાં વચને પૂર્વનો સિધ્ધરાજ દાનો હસી પડયો. તેને લાગ્યું કે અવસર આવ્યો છે, હવે આંખો બંધ કર્યે કામ ચાલશે નહીં. જીવનના કાર્યારંભનો સમય આવ્યો જાણી આંખો ઉઘાડી, આંખોની જ્યોતિ દિવ્ય દેખાણી. જગતનાં અજવાળાં જોયાં.

લોકો સમજ્યા કે, જાદરા પીરની કરુણાએ દાનાને આંખો મળી. દાનાએ માન્યું: નિમિત્ત ભલે બને મારે સેવા વિશ્વસેવાનાં અધૂરાં કામોનો આદર, આરંભ કરવો જોઈએ. મા સોરઠીનું બાકી રહેલ ઋણ ઉતારવું જોઈએ.

જાદરા ભગતે રજા આપી: "જા બાપ આઈને પગે પડ અને ઘેર જા!"

"આપા ઘેર જઈ શું કરું ? ઘર જોવા આંખો ઉઘાડી નથી, કમાણી કરવા ઉઘાડી છે." દાનાના ચહેરા પર ભક્તિના અજબ રંગો ઝળકવા લાગ્યા. "જે પંથે જાદરો પીરાઈ પામે એ પંથે દાનો હાલે. આપણા માટે વિશ્વ ઘર છે. આપણા જેવા જે દી એક ઘરને સાચવવા સંભાળવામાં અને સદ્ધર કરવામાં પડશે તે દી તે મારગ ભૂલ્યા ગણાતા હશે."

દાનાએ માતાની રજા લીધી. માએ અંધ પુત્ર વિશ્વના અંધાપા દૂર કરવા આંખો પામ્યો જાણી રજા આપી. દાનો ખાચર; ખાચરભાવ ભૂલી ભગત ભાવે જાદરા ભક્ત સાથે આણંદપુરમાંથી રજા લઈ ચાલી નીકળ્યા.

થોડા દિવસો સાથે રહ્યા બાદ જાદરા ભકતે કહ્યું : "દાના! સર્વ પ્રથમ ગૌસેવા કર બાપ, આપણા પર મા રાજી થાય. જો ભાઈ, કાંડી ગાયોનાં ધણુ વાળ, વાછરૂ ભાંભરડાં નાખે તોય દયા લાવે નહીં.

આ છે આપણી શાખ. તારે ગાયો ચારી જગતને બતાવવું કે માળાના મણકા બધા સરખા હોતા નથી. બીજી સંત—અભ્યાગતોની સેવા કરજે. સારી ભકિત એ છે, માળા તાણ્યે મોરારી રાજી થતો નથી, ગોવિંદાને સાચી રમત જોવી ગમે છે, જો બાપ! મારું તારું ભૂલી સંતસેવા કરીશ તો તારે નામે પથરા તરશે. જોજે સિદ્ધિના રવાડે ચડી મેળવેલું ગુમાવીશ નહીં."

ગુરુઆજ્ઞા માની દાનો ગૌસેવાનો વ્રતધારી બની ચાલી નીકળ્યો, ભકિતમાર્ગનાં પ્રથમ સોપાન ગુરુએ બતાવ્યાં.

અનાથ સૌરાષ્ટ્રમાં ગૌધન પરેશાનીની ચરમ સીમા પર હતું. જ્યાં ખેડૂતોના ખુદના જીવનનાં ઠેકાણાં ન મળે ત્યાં ખેતી કોણ કરે ? તેમ માલધારીઓના પોતાના જીવનનો ભરોસો ન હોય ત્યાં માલને કોણ સંગ્રહે—સાચવે અને તૈયાર કરે ?

ગાયો સાથે દાનો ભગત ગામેગામ, સીમેસીમ ફરે, ચારે, દો'વે, છાણુ ઊપાડે, વાળીઝૂડી ગોંદરો સ્વચ્છ કરે, કોઈ આવી મળે તો સાથીદાર બનાવે, આમ ફરતાં ફરતાં ખાંડવના ડુંગરમાં ગયા. ત્યાં સારા વાવડ હતા. ત્યાં વરસાદની તાણ નડી, એટલે સીધી ગાયો હાંકી ગીરમાં ઊતર્યા અને કાઠિયાઇ–ગરમલી ગામમાં ઉતારો નાખ્યો. થોડો સમય ત્યાં રહી મોટી ગીરમા ઉતરવા તુલસીશ્યામ ગયા.

અહીંયાં ભગવતમંદિર છે. તપ્ત કુંડો અને સ્થાન રમણીય છે, છતાં ગાયોની સેવા અહીંયા જોઈએ તેવી નહીંજ થાય, આમ માની ભક્તરાજ ત્યાંથી નીકળી આગળ જેનગર આવ્યા. ત્યાં ચરિયાણ ઠીક પ્રમાણમાં હતું. ભક્તનું મન માન્યુ.

"ભગત બાપા! એક જ પીપળો ગાયોના વિસામા જેવો હતો, જુઓને બાપુ! કોઈ અદેખો માનવી આવી રાતે ડાળ કાપી હેઠળ નાંખી ગયો. બાપડી ગાયોનો છાયો ગયો."

"અરે બાપ! આવડી નાની વાતમાં મૂંઝાયા શું? કરો હિંમત! ઝાઝો સમય ગયો નથી, ડાળને ઊભી કરી દ્યો. ઠાકરે એકના બે પીપળા આપ્યા."

રાયકા હસવા લાગ્યા, તેમને લાગ્યું કે કાંઈ ભગતનું મગજ ઠેકાણે લાગતું નથી. કાપેલ ડાળ એમ ને એમ એ પાંદડે થાય ખરી?

ભગતે અતિ આગ્રહ કર્યો. રાયકાઓએ માથાકૂટ ઓછી કરવા ડાળ ખોડી દીધી. ખરેખર ભક્તની ગૌસેવાની શક્તિએ ડાળ એના એ પાંદડે ચોંટી ગઈ. બે પીપળા બની રહ્યા. દાના ભગતની ખ્યાતિ આ પ્રસંગ પછી વધવા લાગી.

ચમત્કારોનું સ્થાન ભક્તિમાં જરૂરનું નથી, પરંતુ ઘણી વાર, સંયોગો પ્રમાણે ભક્તોને ચમત્કારી જેવા થવાની ફરજ પડે છે, અથવા એમની ભક્તિની શક્તિ ધાર્યું કામ કરી આપે છે. ત્રીજી વાત ભક્તિથી અંતઃકરણ વિશુદ્ધ બને છે; મલીન–મળ–આવરણ દૂર થતાં અનાદિ આત્માની અમોઘ શક્તિનું અંતઃકરણને ભાન થતાં પ્રકાશ ઝીલી અલૌકીક કાર્યો કરે છે. આત્મા ખુદ ઇશ્વરનો અંશ છે, આ વાત શાસ્ત્રસિદ્ધ છે.

મધ્યાન્હના તાપે છાયાને છાયા ગોતવા ફરજ પાડે તેવા ઘોર તેજે સૂર્ય તપ્યો હતો. પૃથ્વીના કણેકણ તપીને અંગારા જેવા બન્યા હતા. સૂર્યનાં કિરણો આગ વરસાવતાં હતાં. ગાયો પાણી વિના ભાંભરતી આકુળવ્યાકુળ ઘૂમરી ખાતી હતી.

"આપા! ગાયો આજે જીવશે નહીં, તમામ મરી જશે!"

"કાં બાપ? શું કરવા મરી જશે? કાંઈ કારણ છે?" આપા બોલ્યા.

"કારણ? કારણ પૂછો છો આપા? પાણી નથી, ગાયો તેના વિના રઘવાઈ થઈ છે. નજીકમાં ક્યાંય પાણી નથી. છેટે ચાલે તેવી શક્તિ નથી એટલે મૂવે જ છૂટકો." આપા સાથે ગાયો લઈ ફરતા રબારીએ કહ્યું.

"રતના! જો આ સામેના વોંકળામાં ગંગાજી હાલ્યાં જાય છે, હાલો મારા બાપ! થોડી રેતી દૂર કરીએ, નીચે મણલખ પાણી વહ્યાં જાય છે, ઊઠો, ઊભાં થાઓ."

રબારીઓ આ તરફની તસુએ તસુ જમીનના જાણકાર હતા. તેમને ખબર હતી કે ગોરમટીના તળિયાવાળા વોંકળામાં રેતી દૂર કરવાથી કશું મળવાનું નથી. નકામા તાપમાં હેરાન થવા જેવું છે, છતાં ભગતના મોંની શરમે સહુ ઊભા થયા. વોંકળામાં ગયા.

"એ....આંહી ખોદો બાપ! સાક્ષાત ગંગાજી વહ્યાં જાય છે. જુવો અનર્ગળ પાણી કળાય છે."

"આપા! અમે કાંઈ જ જોતા નથી. ધગધગતી વેણુ છે."

"હશે બાપ હવે દેખશો, જરા મહેનત કરો. ગાયોનાં નશીબ મોટા છે, જેનાં રૂંવાડે રૂંવાડે તેત્રીસ દેવોનો વાસો છે."

સહુએ મળી થોડી રેતી દૂર હટાવતાં ખરેખર નીચેથી પાણીનો ધોધ નીકળ્યો. ગાયો અને ગોવાળ ધ્રપી ધ્રપીને પાણીથી તૃપ્ત થયા. આપાને દેવ માનવા લાગ્યા.

ગાયોની સેવાના ફળ દ્વારા પૂર્વના સિદ્ધરાજનાં વિઘ્નોનાં આવરણો દૂર થયાં. હવે સ્થાયી થઈ રહેવાનો યોગ આવ્યો.

તેવામાં ચલાલાના દરબાર ભોકાવાળા ભગતને ચલાલામાં તેડવા આવ્યા.

આપા દાનાને થયુ કે ગાયોની સેવા કરી, હવે દેશના દરિદ્રનારાયણની સેવા કરવાનો અવસર આવ્યો છે અને આવી સેવા સ્થાયી થયા વિના થવી સંભવિત નથી. આથી આપ ભોકાવાળાના કેણને માની ચલાલા આવ્યા અને ત્યાં જગ્યા બાંધી.

પૂર્વના ઘણા ભક્તોએ સૌરાષ્ટ્રમાં જગ્યા બાંધી છે. લગભગ બધીએ જાતિમાં ભક્તો થયા અને જગ્યાઓ બાંધી. દરેક જગ્યા બાંધવાની પાછળ બે પ્રધાન હેતુઓ હમેશાં હોય છે :

પ્રથમ ગરીબોની સેવા, ધર્મપ્રચાર અને ભક્તિની મહત્તાનો સાચો ખ્યાલ આપવો, બીજો પ્રજા સામે દાનપ્રવાહનો

ખરો આદર્શ મૂકવો. દરેક જગ્યાઓમા દાનધર્મ મુખ્ય હોય છે. અન્નદાન, અભયદાન, જ્ઞાનદાન, શાન્તિદાન. આ ઉપરાંત વિશ્વની અનેક વિટંબણાઓને ભૂલી જવી–આ હેતુઓ રાખવામાં આવ્યા હોય છે. દરેક ભકતોના જીવનમાં પરચા વણાયેલા હોય છે. ખરેખર, તે પરચા હોતા નથી. તેમના વિશુદ્ધ પક્ષપાત વિહોણા આત્માના આશીર્વાદ જ કાર્ય કરી આપે છે. ભકતો ઈરાદપૂર્વક એમ કરવા ધારતા જ નથી.

આપા દાનાએ ચલાલામાં ધર્મની ધ્વજા ફરકાવી, અતૂટ ચેગથી અન્નદાન દેવા લાગ્યા.

( ૨ )

દાના ભક્ત ગૃહસ્થાશ્રમી હતા. એક વખત આપ બહારગામ ગયા હતા. પાછળથી તક સાધી એક કાઠી ભાઈ જગ્યામાં પેધા પડ્યા. કાઠી કાઠીની જગ્યા ભાંગવા આવે એ નવાઈ કહેવાય, છતાં આવ્યો. જગ્યામાંના માણસો સામે થયા. ભગતની દીકરી હાજર હતાં, તે ભાલું લઈ સામે થયાં. મલેમલના દાવો હતા. બાઈ સહેજ ઘવાયાં. પેલો કાઠી પોતાના સાથીદારો સાથે લેવાય તેટલું લઈ રવાના થયો.

બેનને ઘા પર પાટા વીંટી પડદે નાખ્યાં. ભગત આવ્યા અને જાણ થતાં પુત્રી પાસે ગયા અને બોલ્યા : "બેન! ઉતાવળ શીદને કરી? ઠાકર પોતાનો હિસાબ પોતાની મેળે પતાવી લે, આપણે વચ્ચે આવવા જેવું ન હતું. આના–પાણની ભૂલ વિના એ ખાતાં ચોખ્ખાં કરે છે."

"બાપુ! ઈ વખતે સૂઝ્યું તેમ કર્યું. અમારામાં આપ જેટલી ધીરજ અને વિશ્વાસ ક્યાંથી આવે?"

થોડા દિવસે બાઈને આરામ થયો. ચારેક વર્ષો વીતી ગયાં.

જનતા જનાર્દનના જાણવામાં આવ્યું કે દાના ભગતને ત્યાં આપણાં દાનનો ખૂબ જ સદુપયોગ થાય છે આમ ખાત્રીબંધ જણાતા અનાજનાં ગાડે ગાડાં આવવા લાગ્યાં. ગોળ, કઠોળ એવી અસંખ્ય વસ્તુઓ સાથે નાણાંની રેલમછેલ વરસવા લાગી.

એક દિવસ ભગત ગરીબોને હારમાં બેસાડી જમાડી દાન આપતા હતા તેમાં પેલો જગ્યા ભાંગનાર કાઠી, જે અપંગ થઈ જવાથી ભીખ માંગવા આવ્યો હતો તેને ભગતે જોયો પુત્રીને તેડાવી તેને બતાવીને કહ્યું :

"બેન, જોયું ને ! ઠાકર કેવો ચોખ્ખો હિસાબ રાખે છે. ? એના આંકડામાં છે જરાય ભૂલ ? તારી સામે આપણી જગ્યાનો માલ લેનારને ઠાકરે આવો બનાવ્યો." પેલો ભાઈ શરમીંદો થઈ નીચું જોઈ ગયો. બાઈને ખાત્રી થઈ કે વિશ્વાસે રહેનારનાં નાવ વિશ્વેશ્વર તારે છે.

નીચું જોનારને સંબોધી ભકતે કહ્યું : "ભાઇ ! આમાં શરમાવા જેવું કાંઈજ નથી. ભલાં કર્મો કરનારનું ઠાકર ભલું કરે છે, અને જાલીમ બની પરાયાને પીડે છે એને ઠાકર આકરી શિક્ષા કરે છે. હવે એના નામનો ભરોસો તારું દુઃખ મટાડશે."

(૩)

આપા દાના એક શેઠની દુકાનેથી માલ લેતા અને જ્યારે ઠાકર કોરીયું લાવે ત્યારે ભરપાઈ કરી દેતા. શેઠ જરા ચીકણા હતા, તેમને લાગ્યું કે ભગતનું ખાતું મોટું : કોણ ભાવ પૂછે છે ? થોડું આગળ વધાય તોય હરકત નથી; એને મફતનું મળે છે.

એક વખત ભગત હિસાબ કરવા આવ્યા. શેઠે આંકડો આપ્યો. ભગત નાણાં ચૂકવતાં બોલ્યા : "શેઠ ! વહેવારે લેજો

હોં! આ તો ઠાકરનો માલ છે. ધર્મ માટે પ્રજા આપે છે. આને મારો માનનાર, સંઘરી રાખનાર, આમાંથી કમાવાની આશા રાખનાર તમામને ગુમાવવાનું હોય છે. આ તો કૌંચનાં બી છે બાપ! અડતાં જ ફરફોલા પડે!"

"અરે ભગત, ઈ શું બોલ્યા? તમારી પાઈ પણ વધુ લેવાય? ઠાકરના કામમાં તો ઘસાવું જોઈ એ. બરાબર જ નામું છે." આમ કહી પૈસા ગણી હડફામાં નાખ્યા.

ભગત બોલ્યા: "જુવો શેઠીઆ, ગણેશનું વાહન છે એને વચ્ચે રાખીને કોરીઓ આપું છું." તેવામાં એક ઊંદરડી નીકળી તેને બતાવી ભગતે કહ્યું.

શેઠ ભગતનાં ભોળપણ પર હસી પડ્યા. બનાવટી વિવેકથી બોલ્યા: "અરે ભગત, આ શું બોલ્યા? મેં કહ્યું નહીં? પાઈ ખપે નહીં, ધરમાદામાં આપવું જોઈએ કે લેવું?"

દાના ભગત ઊઠી ચાલતા થયા, ઊંદરડી દુકાનમાં ગઈ. શેઠ ઠીક હાથ માર્યો છે, આમ માની હરખાતા હરખાતા રોજનો મેળ કોથળીમાં નાખી દુકાન બંધ કરી ઘર તરફ રવાના થયા.

શેઠ પરચુરણ માલ સાથે કપાસીયા, ગોળ, ગ્યાસતેલ અને કાપડ બધું ય રાખતા હતા. ગામમાં આ એક જ મોટી દુકાન હતી. શેઠ પ્રમાણિક તો ન હતા, છતાં લોકો તેમને ત્યાં લેવા આવતા. બીજો માર્ગ જ ન હતો. શેઠ રાત્રે સુતા.

દુકાનમાં બળતા દીવાની વાટ ઊંદરડીએ ખેંચીને કાપડમાં મૂકી. કાપડ સળગ્યું, ગ્યાસતેલ ફૂટ્યું; કપાસીયામાં આગ લાગી. દુકાન ભડકે બળવા લાગી. શેઠ ઊઠ્યા. ગામના લોકો ઊઠ્યા, ભગત પણ ઊઠ્યા.

"બાપા મારી દુકાન બળી જાય છે, દયા કરો!" શેઠે ભક્તરાજને કહ્યું.

"શેઠ!" દાના ભગત બોલ્યા : "કૂડ કરતાં દયા આવી હતી? ઊંદરડી મા'ળી સત્યવાદી નીવડી, શેઠ! આપણે એને વચ્ચે રાખી હતી એટલે એનાથી રહેવાયુ નહીં; વાટ તાણી કાપડમાં મૂકી હશે શેઠ. ધીરજથી સહન કરી લો. ઠાકરની પાઠશાળામાં આમ જ પાઠ અપાય છે. આ પરથી શીખી લેજો કે વિશ્વાસઘાતનાં આવાં પરિણામો આવે છે."

શેઠે પગમાં પડી કબૂલ કર્યું કે, "ઠાકરનો માલ મેં અવશ્ય ખાધો હતો. મને ગુન્હેગારને યોગ્ય શિક્ષા ઠાકોરે કરી."

"શેઠ! તમને એકને જ નહીં, જગ્યામાં રહેનાર તમામને માટે ઠાકોરની આ જ નીતિ છે. જેટલું ઠાકરનું ખાય એટલી પ્રમાણિકપણે સેવા નહીં કરે તો જીવતાં જીવડા પડશે. આ તો મૂંઢિયાનો માલ છે; પ્રજા પરમાર્થ કરવા આપી જાય છે; કોઈને રાતાપીળા થાવા નહીં, ઠાકરના માલે મહારાજ થવું, એ નર્કમાં જવાનો પ્રયોગ છે; પરમાર્થમાં આવેલાં નાણાંનો પોતાના માટે ઉપયોગ કરવો, અને પરમાર્થમાં કૂડ કરવું એ પાપનાં નિવારણ નથી. આવા સમાજના ગુન્હેગાર ગણાય." ભગત બાપાના સાત્ત્વિક વિચારો જાણી ચલાલાની જનતાને આનંદ થયો.

"આપા, આ તો તમારી પીરાઇથી આવે છે, આમાં તમો ઠાકરને વચ્ચે શા માટે રાખો છો?" કોઈ ટોળામાંથી બોલ્યું.

"અરે મારા બાપ! ઈ શું બોલ્યાં? માનવીમાં પીરાઈ હોય તો તે માનવી ન કહેવાય. અને કદાચ તમને લાગતી હોય તો, ઈ પીરાઈ સેવાથી સાંપડે છે. સંતોની રજમાં આળો-ટવું, ચરણાંમૃત લેવાં, ભક્તિ કરવી અને સંયમી રહેવું, એથી

પીરાઈ આવે છે જન્મથી કોઈ પીર નથી, પીરના વંશમાં જન્મવાથી, પીરની ગાદી પર બેસવાથી પીરાઈ સાંપડતી નથી એને પીર માનવા અથવા એ લોકો મનાવે—આ બંનેના મનની નબળાઈ છે ”

વિલાસમાં રહી મેવાથી દૂર રહેવું અને પોતાની જાતને પીર ગણાવતા પરચાના કૃત્યો કરવા ઈ બાપ પરવડે એવી વાત નથી ઘરમાં કંઈ હાલે નહિ, આવા પીરો, ભક્તિમાર્ગને વગોવનારા ગણાય પરમાર્થ કરે, સંત સેવે, શાંત અને સરળ રહે, વિલાસ મૂકી, માનવી માનવીનો દાસ બની, દોડાદોડ કરે, એને પીર માનવો એવો ધર્મ પીરાઈનો બાપ છે ”

એક વાર જગ્યામાં બહારવટિયા આટક્યા, ભગતજી ઘેર હતા તેઓએ હરિની ઇચ્છા આવી જ હશે એમ માની મૌન સેવ્યું, બહારવટિયાથી લેવાય એટલું લીધું, પછી એક બહારવટિયાને ન્હાવું હતું તેણે જગ્યાના એક સંતને ન્હાવા પાણીની ડોલ કાઢી આપવા હુકમ કર્યો બીકથી થરથરતા સાધુએ ડોલ કાઢી અને બહારવટિયા પર રેડી આપા આ દૃશ્ય જોઈ ગયા અત્યાર સુધી ધીરજથી, ઉપેક્ષાવૃત્તિએ જોનાર ભગતનો જીવ ઉકળી ગયો અને સાડ નાખી બોલ્યા, “તારે માથે ઠાકર ગોળીઓનો મેહ વરસાવે! સાધુ પાસે સેવા કરાવે છે?”

ખરેખર બહારવટિયા જગ્યા મૂકી આગળ જતા પોતાના માથે ગોળીનો મેહ વરસ્યો અને તેનું મોત થયું

આપા દાના સાધુમાં અને હરિમાં જરાય ભેદ માનતા ન હતા, ત્યારના લગભગ તમામ ભગતોમાં આવા પ્રકારની માન્યતા હતી ગાનડગિરિજી સંતને પોતાની સ્ત્રી વાલબાઈ આપી દે, જલારામજી વીરુબાઈ માગે તો સંતને આપે જરાય કચવાટ વિના થોડી યે પરીક્ષા કર્યા વિના માત્ર ‘આપ’ કહેતા

આપી દે; આ હતી તેમની સાધુ અને પરમેશ્વર વચ્ચેની અભેદ ભાવના.

આવી અભેદ ભાવનાએ ત્યારના તમામ ભક્તો સિદ્ધિને પામ્યા, મરેલા જીવાડ્યા, અન્નના ભંડાર ભર્યાં, પાણી ન હતાં ત્યાં તળાવ ભર્યા, સૂકા રણમા નદીઓ રેલાવી, આ બધી સિદ્ધિ અભેદ ભાવે સાપડી હતી.

એક વખત મકાન માટે ભગત આટેમર લાવ્યા સુથારે ભૂલથી માપ ખોટું કર્યું : એક હાથ નાનુ પડ્યું : તમામ લાકડાં નકામાં નીવડ્યા. સહુ કચવાયા, સુથારને ઠપકો આપવા લાગ્યા.

ભગતજી અકસ્માત ત્યાં આવ્યા, વાત સાભળી હસી પડ્યા અને બોલ્યા: "અરે ભાઈ! એને તાણો, મોટાં થઈ જશે! મૂંઝાવા જેવું કાંઈજ નથી..."

સહુ હસી પડ્યા. કેટલાક શ્રધ્ધાળુ હ
કર્યો ખરેખર, દરેક લાકડું હાથ હાથ વ
રીતે મઢાઈ તૈયાર થયુ.

ભાવનગરના મહારાજના કાન પર
આપા દાના ભગત સમર્થ છે. તેમણે
સૂકાં મોલ આડીઓનાં લાકડાં તણાવી

આ વાત સહજમા મનાય તેવી
પરીક્ષા કરવાની ઇચ્છા થઈ. એમણે ખ
એક સારા કારીગરને હાથે સુંદર લા
અને પરીક્ષા કરવા નાના કાફલા સા

બહારથી ખબર આપ્યા કે ભા
આવે છે.

ભગતે કહીયે વિશિષ્ટ પ્રકારની તૈયારી વિના આવવા નિમંત્રણ મોકલાવ્યું મહારાજ આવ્યા અને ઠાકોરજીના ઊંબરે પેલું લાકડાનું બનાવરાવી લાવ્યા હતા તે શ્રીફળ મૂક્યું સિદ્ધરાજ ભક્ત દાના સમજી ગયા કે ભાવેણાનો ધણી ભક્તિની પરીક્ષા કરવા આવ્યા છે એટલે જાતે ઊભા, શ્રીફળ હાથમાં લઈ કહે 'વાહ રાજ બહુ રૂડું શ્રીફળ? હોય જ ને! જેના ઘરમાં મોરન ડાર્મીંગ મહુવા, એને ત્યાં આવા શ્રીફળો હોય જ" ભગત ભૂત્થી બોલે છે કે દાઢમાંથી તે દરબારને કશું સમજાયું નહીં

ભગતે શ્રીફળ દરબારની સામે જ વધેર્યું અંદરથી પાણી અને પૂર્ણિમાના ચંદ્ર જેવું સફેદ ટોપરું નીકળ્યું દરબાર દંગ થઈ ગયા પોતાની સામે પોતાના જ કારીગરે બનાવેલ લાકડાના શ્રીફળમાં પાણી અને ટોપરું ક્યાંથી? આ પ્રશ્નનો ઉકેલ આવ્યો નહીં

ભગતજીના પગમાં નમી ક્ષમા માગી "ભગત ક્ષમા કરજો!"

"મહારાજ! ક્ષમા માગો ઠાકરની તમને લાકડામાંથી ટોપરું ઠાકર આપે એમાં આશ્ચર્ય અનુભવો છો એ કરતા વિશ્વના સર્જન તરફ નજર કરશો તો તમને અનંત ચમત્કારો નજરે પડશે"

ભાવનગર મહારાજાએ ગામો સ્થાનમાં આવવા આગ્રહ કર્યો ભગતજીએ સાફ ઈન્કાર કર્યો "મારે દરબારો સરજવા નથી, સેવા કરનાર સેવના જ ગર્હીયા જોઈએ"

મહારાજાના આગ્રહે થોડી એકર જમીન સ્વીકારી સમય આવતા દાના ભગત ભગવત-ધામે ગયા

આજે ચલાળામાં સુંદર પરમાર્થી જગ્યા હસ્તિ ધરાવે છે

*

## સત જલો ભગત

"ક્યાં રહેવું જુવાન!" મોલડીમાં આપા રતાએ બીજના તહેવારમાં આવનાર મે'માનની સરભરાના કામમાંથી સહેજ ઊંચું જોઈ ફળીમાં ઊભેલા જુવાનને પૂછ્યું.

"આપનું નામ આપા રતા, ખરું ને?" આવનારે પૂછ્યું.

"હા ભાઈ, આ કાયાને લોકો રતા નામે ઓળખાવે છે. બાકી આતમરામ નામરૂપથી જુદો છે. આવ ભાઈ બેસ, કઈ નાતનો છે? શા વશેકે આવવું થયું ભા?"

આપાના પગમાં હાથ નાખી, ઓસરીના થાંભલાને ટેકે બેસી યુવાન બોલ્યો: "આપા! મેસરીયા રહું છું, જાતે રબારી છું. મારું નામ જાલો, ત્રિવિધના તાપમાં પ્રજળતો નામ સાંભળી શરણે થાવા આવ્યો છું."

"ભલે આવ્યો મારા બાપ! દેવળવાળો સહુના તાપ ટાળનાર છે. હું તો કાઠી ગલઢેરો છું, મારામાં પીરાઈ નથી, ધણીના નામની માળા ફેરવી જાણું છું, જેવો તું તેવો જ હું છું."

"એમ કેમ કે'વાય આપા? મોલડીનો ગરમેર સંતોનો મોવડી છે. સતના મારગ જોવા આવ્યો છું. નહીં સંઘરો તો જાવું પડશે. બાકી આપા રતા વિના બીજે ક્યાંય કંઠી બંધાવવી નથી."

"જાલા, પરણ્યો છે કે હજુ સંસાર માંડવો છે?" આપાએ અંગત જીવનનો પ્રશ્ન પૂછ્યો.

"પરણ્યો છું આપુ, ભંડારી પણ મારી સાથે જ આવેલ છે, રજા હોય તો બોલાવું; બહાર શેરીમાં ઊભાં રાખીને આવ્યો છું."

"જા જા, બોલાવી લાવ! એમ બહાર બેસાય? ઘરમાં એનાં મા છે, રહેતાં ફાવશે." પોતાની પત્ની તરફ જોઈ રતા ભગત બોલ્યા : "ભંડારી! આંગણે દીકરી આવી છે, ઈ આપણી માંકબાઈ છે, સમજ્યાં ને!"

જાલો ભંડારીને તેડવા ગયો.

ઘરકામ કરતાં ઉંમરનો અડધો પંથ કાપેલ કાઠિયાણી ઓરડામાંથી બહાર આવ્યાં.

કાઠિયાણીની સોનાવરણી કાયામાં સળ પડ્યા હતા છતાં હજુ રૂપ સાવ ઓસરી ગયાં ન હતાં. મોરલા જેવી ડોક, નમણો મધ્યમ કદનો માંસલ દેહ જોનાર વૃદ્ધ કહેતા અચકાતા હતા.

આપા રતાના વ્યવહાર, ઘર અને સત્સંગનાં રખવાળાં કરનાર આઈ ધીમેથી બોલ્યાં : "ભગત! ક્યાનાં છે ઈ બાઇ?"

"મેસરીયાનાં રબારી છે, ત્રિવિધ તાપથી સળગતાં બાપડાં નાની શી શીળી છાંયડી ગોતતાં આવ્યાં છે."

આમ વાત ચાલે છે ત્યાં જાલો ભંડરીને તેડી આવી પહોંચ્યો.

જાલાની ભંડારી પરમાએ ભગતનાં ચરણમાં હાથ મૂકી પ્રણામ કર્યાં.

"આવ દીકરી! તારાં મા ઘરમાં છે, જા ત્યાં બેસ. ફાવશે ને? કાલે થાવર વાર (શનિવાર)ની બીજ હોવાથી થાનથી મેપો પ્રજાપતિ, માંકબાઈ, જાદરો કેશળા ગામથી, વીરો-પૂંજી, ગેબનાં ભોંયરાથી બાવો ગેબીનાથ, વાસંગીની જગ્યાના ગિરિજી, સૂરજના પૂજારી, અનસૂયાના મહાત્માજી માધવદાસજી, બાંડીયા બેલીના અવધૂત તરણેતરણુથી, ભારતી

બાવા પાપનાસણુથી–સહુ આવશે. તમે ઠીક સમયસર આવી ગયાં છો. ગતગંગાને કાંઠે બેસીને સૂઝશે તે બે વચન કહીશ. બાકી પરાને પાર (બ્રહ્મની પ્રાપ્તિ) પૂગાય તેમ નથી. નાથની અકળ કળાના ભેદો અગમ જ રહ્યા છે. જેને જાણવા ભલભલા મથીને થાકી ગયા ત્યા હું કોણ માત્ર? મહાત્મા મૂળ સ્વામી વાણીમા કહી ગયા છે કે :

કનક ને કામની, ચોકી આડી સામની;
રામની રમતમાં એ જ લૂંટે."

"બાપુ! અહીંયાં અણુગમતાં ગમતાં કરવાં આવ્યા છીએ." પરમા બોલી "માવતરના ઘરે દીકરીને અણુગમતું હોય જ નહીં." આમ કહી ઘરમાં ગઈ.

જાલો ભગતજીના કામકાજમાં મદદ કરવા લાગ્યો.

પરમા ઓરડામાં ગઈ. ભગતનાં ભંડારીએ પેટની દીકરી હોય તેમ સત્કારી, પ્રેમથી પાસે બેસાડી. સહજ વાર બેસી પરમા ઊઠી અને ઘરકામ કરવા લાગી.

"રે'વા દે દીકરી, એ તો હું જ ઠીક છું, નવા ઘરમાં તને ઝટ સૂઝે નહીં." પરમાને કામ કરતાં રોકવા કાઠિયાણી બોલ્યાં.

"બા! માવતરને ઘરે દીકરીને કામ કરવાની હોંસ વધે. આ ઘર અમારે માટે નવું નથી. આપણા તો જુગજુગ જૂના સતના સંબંધો છે. અમે તમારાં આંગણાં ગોતતાં અમથાં આવ્યાં નથી. મને તમારું છોરુ માનજો." આમ કહી આગ્રહને રોકી પડયું કામ કરવા લાગી.

પરમા હજુ હમણાં જ યુવાનીમાં પ્રવેશી હતી છતાં સ્વભાવ વૃદ્ધ જેવો ઠરેલ, વાણીમાં વિવેક ટપકતો હતો. રબારીની દીકરી પ્રકૃતિના ખોળામાં ઉછરેલી હોવાથી, દેહલતા, કાઠી સુંદર હતી. ભરાઉ શરીર કાળી ધાબળીમાં સમાતું ન

હતું. ગોરુ ગોરુ મોં લીલા છુંદણે મઢ્યા કામદેવના વિવાહમાં વાગતી શરણાઈ જેવું રૂડું લાગતું હતું.

હજુ એકેય બાળક થયુ ન હતું. પરમાને આકાંક્ષા પણ ન હતી. તેના હૈયામાં પૂર્વની કમાણીના બળે મેરામના મારગ જોવાની તાલાવેલી જાગી હતી. જે ઉંમરે વ્યવહારુ થવું પણ ગમે નહીં એવી ઉંમરે પરમા પરમાર્થના માર્ગો ગોતવા નીકળી હતી. અભણ ગામના ગોંદરે કે સીમમાં જેનો ઉછેર થાય એવી જાતિની આજે પૂરી ચીવટથી પરાના પાર પંથને પામવા આવી હતી.

દિવસ અને રાત્રી આપા રતાના ઘરમાં વીત્યાં. બીજે દિવસે બીજ હોવાથી મધ્યાન્હ પછી ધીમે ધીમે સંત સમાજ આવવા લાગ્યો. સાંજ થતાં સુધીમાં તમામ સંતો ભકતો આવી ગયા. ઊગતા ચંદ્રનાં દર્શન કરી પરસ્પર નમ્યા અને જાતિ-ભેદની ભસ્મ અંગ પર લગાવી કાયમના નિર્ભય બનેલ નિજમાર્ગી, આજનુ ઉપવાગી, કાયમનું નીમધારી સંતમંડળ અભેદ ભાવે જમવા બેસી ગયું. પરસ્પર આનંદથી, સાખી શબ્દો ને સતવાણી બોલતાં સૌ જમ્યાં.

સુમારે દશેક વાગતાં રામસાગરો ગાજવા લાગ્યા. મીઠા સ્વરે અપ્સરાના પગનાં ઝાંઝર જેવાં મંજીરાં રણકવા લાગ્યાં. ભજનિકોના ગળામાંથી અલખના આરાધો સરવા લાગ્યા. આખુંય વાતાવરણ પરમ શાંત થયુ. મોલડીમાંથી તમામ શ્રમજીવી ભાઈઓ આનંદમાં ભાગ લેવા આવ્યા. આમાં મુખ્ય ભાગ માલધારીઓનો હતો.

સવારના ચાર થતાં માનવસમૂહાય વેરાવા લાગ્યો. માત્ર સંત ભકતો જ રહ્યા. ત્યારે ભગત આપા રતાએ જાલાને અને પરમાને કંઠી પહેરાવી પરમોદ દીધો : "જાલા, હરિ-ગુરુ સંતમાં ભેદભાવ રાખીશ મા! શક્તિ પ્રમાણે ભક્તિ કરતાં

ટુકડો દેજે. પૂરવના મહાત્માઓ કહી ગયા છે કે ' ટુકડાથી હરિ ઢૂંકડો છે.' બાપ, ભૂખ્યો રહી ભગવાન રૂપ ગરીબોને જમાડજે. મહાપ્રસાદ લેજે, સતૂના મારગ શૂરાના છે. મારા-તારાના ભેદના વાદે ચડી કાયર થઈશ મા. ઘણા ભગત આરંભમા શૂરા હોય છે, આગળ જતા થાકે છે. જો ભાઈ! આજના કઠણુ કાળમાં ભકિત દોહ્યલી છે. ગોપીચંદન, માળા કે જ્યોતનાં દર્શન કરવાથી સાચી ભકિત સાંપડતી નથી. આ તો દિક્ષા ગણાય. ભગતમા ખપવા રામસાગરના તાર ખડ-ખડાવતા હજારો માનવીઓ ફરે છે. એવાને મેરામ (ઈશ્વર)ના ઘરની માલમ હોતી નથી. અજપા જાપમાં ભરોસો રાખી મનના માનેલા મળે ત્યારે હૈયાની હાટડી ખોલી સતની વણુજ (વેપાર) કરજે."

આટલું કહી પરમા તરફ જોઈ આપા બોલ્યા :

"દીકરી! તારો તો અબળાનો અવતાર છે. તોળાંદે, રૂપાંદે, દાડલદેના ચીંધ્યા મારગે હાલજે બાપ! આજે હંસનાં પીંછાં ધારી કંક કાગડાઓ નિજીયાના મારગે ઊડી રહ્યા છે. કેટલા ય લીધા–દીધાના વેપારે વળગ્યા છે. આદર કરતાં પાત્રની પારખ રાખજે દીકરી! જેથી સતૂના દોર ચૂકાય નહીં. જો બાપુ! રાવત રણુસીના ઘોડાની સરક અડકી જતાં દાડલદે વણુકર બાઈ ધરતીમાં જીવતાં સમાયાં હતાં. ગુરુ–પરમોદે ગત ગંગા સહુને પાવન કરે છે પણુ નિજીયા ધર્મને વરનારે શંશીયલ-(શાંત) ક્રિયાના કંધોતર (આગેવાન) ને ઓળખવા જોઈએ. મહાત્માઓ કહી ગયા છે કે :

**દેનર નર તો દેવતા લેનર નર શસિયાર,**
**ક્રિયામાં કંધોતર ઉજળા એની ભુજાયે ન ચડે ભાર.**

એકને મળ્યે હુંઠાં પાગરે (સુકાને પાન આવે) ત્યારે એકને મળતાં કોળેલાં (લીલાં) કરમાય આ તો સાદી સમ-

જાય તેવી વાત છે. સનાતન ધર્મ સ્થાપતાં મહાત્માએ વચનની પાળ્યું બાંધી છે."

સવાર થાતાં સંતમંડળ વેરાયું. એકાદ દિવસ રહી જાલો તથા પરમા મેસરીયા આવ્યાં.

(૨)

જાલો જાતનો રબારી હતો. તેનો બાપ પાંચમાં પૂછાતો પટેલ હતો. સ્થિતિ સારી હતી. રબારીની નાતમાં જાલાના પિતાના સમયમાં ધનવાન ઘર ગણાતું. માલ પુષ્કળ હતો. જાલાનાં માજી જોરાવર હતાં. પાંચ ભેંસોની છાસ એક હાથે ફેરવતા થાકતાં નહીં. જાલાથી મોટા ત્રણ ભાઈઓ હતા. તેના પિતા પોતાની હયાતિમાં ત્રણેને પરણાવી ગયા હતા. જાલો સહુથી નાનેરો હોવાથી કુંવારો હતો.

જાલો બાળપણથી જ વૈરાગી હતો. ધાવનાં માની મમતા નંઈ. ઉંમર ઠીક ઠીક થતાં જ્યાં ભજનો હોય ત્યાં જાય. રાતભર સાંભળતો બેસી રહે. ઘરમાંથી હાથ આવે તે લઈ સાધુ–સંત અભ્યાગતોને આપી દે. સત્સંગના નામે પાંચ ગાઉનો કાળી રાતે ફેરો ખાવામાં આળસ નહીં, ભજનો સાંભળતાં ભેદ પકડવા મથામણ કરે. ઘરમાં, માલમાં કે કુટુંબમાં જાલાનો જીવ ઝાઝો ચોંટતો નહીં.

કામ જેવડી ઉંમર થતાં કામ કરતાં પણ ઉપર ઉપરથી હૈયું હેડું બેસતું નહિ.

જાલાના ભાઈઓએ જાલાને પરમા નામે નવયુવાન રબારી કન્યા સાથે પરણાવ્યો. તેમણે માન્યું કે જાલો પરણશે એટલે વ્યવહારમાં સમજશે, તેના રખડુવેડા મટી જાશે.

પરમા જાલાના જ સ્વભાવની બાઈ મળી. પતિના વિચારો જાણી પરમાને આનંદ થયો. કારણ કે તે પણ સાધુ-સેવી, સત્સંગપ્રિય, ભજનાનંદી બાઈ હતી; સમસ્વભાવનાં મળતાં જીવન-શકટ સુંદર ચાલવા લાગ્યુ.

ધણીધણીયાણી સરખાં ભગતડાં પાકવાથી જાલાના ભાઈઓએ તેમને જુદાં કર્યાં. જુદાં થવાથી બન્ને રાજી થયાં. હવે પરમાર્થના દરવાજા ખુલ્લા મૂકાયા.

જાલાના ભાગમાં ચાર ખેતરો આવ્યાં હતાં, થોડો મોટો માલ અને કેરડીયાં હતાં. ખેતી કરી જાલો પોતાનો નિર્વાહ સુખે ચલાવતો. ભગવાન વરસપાણી સારાં આપતો, પરમા અન્નપૂર્ણાનો અવતાર ગણાતી. તેના હાથે કોઈ ચીજ ખૂટતી જ નહીં, દરરોજ ચાર–છ સાધુસંતો ઘરઆંગણે હોય જ હોય. આખાય મેસરીયામા, જાલાના ઘરમાં ટુકડો હતો. જાલો–પરમા સગાં–સંબંધીને ઓછામાં ઓછું હળતાં મળતાં.

એક દિવસ ખૂબ જ ઉકળાટ પછી વરસાદ ટપકતો હતો. જાલો ઘેર હતો. પરમા આવી સામે બેઠી અને ધીમેથી બોલી: "રબારી! આમ નગુરાં ફાંફાં ક્યાં સુધી મારવા છે? કોઈના શરણે થયા વિના સત્‌ના મારગ સાંપડવાના નથી. ગુરુ ધારણ કરી સાચુંકલું સમજવા જેવું સમજી લઈએ. આખો મનખો ફરી ફરી આવવાનો નથી. સાધનનો દરવાજો, જુગતીની નીસરણી મળી તો નકામી વેડફવી ઠીક લાગતી નથી.

ધણીએ કૃપા કરી બાળગોપાળની પળોજણ નાખી નથી. નહિતર જળોજથામાંથી નવરાઈ મળત નહીં. હું તો કહી છૂટું છું, પછી તો જેવી ઘરધણીની મરજી. હું તમારામાં સમાણી, હવે મારાથી તમારા વિના એક ડગલું ભરાય નહીં. મા–બાપે આલ્યો ઈ મારો ભગવાન."

"રબારણ, મનેય એમ તો થયા કરે છે કે, મોરલીધરની નાતનો જાલો ટુકડા ખાઈને પેટ ભરે છે, કાળી મજૂરી કરી થાક્યો પાક્યો માંચામાં રાત કાઢે, દિવસ ઉગાડી ફરી ખેતરમાં આથમાવી ઘેર આવે. આમ ને આમ જીવનનું વહાણ ખરાબે ચડવાની તૈયારીમાં છે."

"તો પછી લાવો ને, નેઠે બાંધી દઈએ, છે વિચાર ?" પરમાએ ફરી ટકોર કરી.

ક્યાં જવું આ વિચાર એકાદ સપ્તાહ બન્ને વચ્ચે થયો. છેવટે મોલડી જવું એમ નક્કી થતાં મોલડી ગયાં અને ત્યાં આપા રતાના ચરણમાં માથું મૂકી તેમના શિષ્ય બન્યાં. ત્યાં સંતમંડળ સામે यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह એ પરમ-પદને વર્યાં.

( ૩ )

જાલો ભગત થયો અને બીજે બીજે પરમા સાથે મોલડી જાય એ વાત તેના ભાઈઓને ગમી નહીં. તેણે જાલાને સમજાવ્યો, "ભાઈ! કાઠીઓમાં ભળવાથી આપણી ઈજ્જત જાય. વહુવારુને ભગતી કરવી હોય તો ઘરમા બેસીને કરે. આપણા બાપ કોણ ? આપણું ઘર કેવું ?" જાલાના ભાઈઓએ આમ ખૂબ જ સમજાવ્યો. પરંતુ—

ભેદુ જાણે ભેદ બીજાને વેણ વાધે નહીં,
વાંચે ચારે વેદ સુનકારેલ સમજે નહીં.

ત્યારે તો જાલે હા એ હા ભણી ઘેર આવ્યો. જાલો ભાઈની શિખામણ પછી પણ પરમા સાથે દર બીજે મોલડી જતો અને ત્યાં ભજનમાં ભાગ લેતો. તેમને માટે આ વ્યસન પાકું થઈ ગયું. જાલા સાથે એક મેસરીયાનો બ્રાહ્મણ પણ દર બીજે જવા લાગ્યો. તેને મઝા આવવથી કાયમનો સાથી થયો.

એક દિવસ નાતમેળામાં કોઈ રબારીએ જાલાના ભાઈને મેણું માર્યું કે, "તમારો ગોધો અને ગાવડી ઠીક કાઠીનાં ધણમાં હળી ગયાં છે."

કુળની અવગણનાના વેણે ત્રણે ભાઈનાં કાળજાં વીંધાઈ ગયાં. ઘેર આવી ફરી જાલાને ખખડાવ્યો. મારી નાખવાની ધમકી આપી. ત્યારે જાલાએ ઉકળેલા ભાઈઓને હા કહી રીઝવ્યા

પરંતુ બીજ આવતા બન્ને ફરી મોલડી ગયા. પેલા બ્રાહ્મણદેવ પણ ખરા જ

આ વાત જાલાના ભાઈઓના જાણવામા આવી કે જાલો સવારે મોલડી મહારાજ સાથે ગયો છે ત્યારે ત્રણે ભાઈઓ વહેલી સવારે હથિયારો સાથે મોલડી-મેમરીયાના માર્ગે આવી બેઠા. તેમણે પાકો નિશ્ચય કર્યો કે બન્નેને ફૂટી નાખવા.

બીજની રાત્રીએ સતો સાથે જાલાએ દિલભરના દિલભર ભજનો ગાયા સાંજે ઊગમણી કોર કાઢી. ઝાડ પરના પક્ષીઓ મીઠા પ્રભાત રાગ ગાવા લાગ્યા જાલાએ આપા પાસે રજા માગી

"જાલા, આજ તો જમીને જવાનુ છે" કોઈ દિવસ નહીં અને આપાએ આજે રોકાવા તાણ કરી.

"આપના વેણ વેદવચન છે, પણ બળદો ખીલે છે અને નીરણ પૂળો નીરનાર કોઈ નથી. જો રજા આપો અને પૃગી જાઉં તો મૂંગા જાનવર પાણીલેગા થાય."

"જાલા, આજ તો ઠાકરનો પરસાદ જમ્યા વિના જવાનુ નથી, પછી તારી મરજી."

"ભગત ?" પરમા બોલી : "આપાના વેણ વાઢી આપણાથી જવાય નહીં. દાદાનો ભેરૂ ભગવાન છે ભલે આપા, જમીને જાશુ એકાદ વેગા આમ કે તેમ"

બ્રાહ્મણદેવ તો ન જ રોકાયા. એને ગામમા ફરે તો જ રોટીનો પ્રશ્ન ઉકલે એવી સ્થિતિ હતી આપાએ એમને રજા આપી.

આપાની રજા મળતા ભૂદેવ માર્ગે પડ્યા. બ્રાહ્મણને માર્ગે આવતો જોઈ ત્રણે ભાઈએ સાબદા થયા કે જાલો-પરમા પાછળ હશે. જેવો ભૂદેવ નીકળ્યો કે મોટાએ પડકાર્યો . "એલા ભામટા, ઊભો રે'જે . .."

ભૂદેવના પગ ખોડાઈ ગયા એ ત્યા જ ઊભો રહી ગયો. કાળઝાળ થયેલા ત્રણે તેના પર તૂટી પડ્યા. આઠ દસ ઘા પડતા

ભૂદેવની કાયા પડી ગઈ, તેનુ પ્રાણપખી ઊડી ગયુ થોડી વાર રાહ જોઈ પણ ભલો આવ્યો નહીં એટલે ત્રણે ખૂની ત્યાથી ઉતાવળા પગે મેમગીયા ભેળા થઈ ગયા

ભલો-પગ્મા આમ અકસ્માત ઉગરી ગયા

દસ વાગતા હુન્હિ થયુ પગત પડી, બન્ને જમી તમામ ભક્ત મડળની રજા લઈ રવાના થયા જતા જતા આપાને નમવા ગયા ત્યારે આપા બોલ્યા "ભલા, મારગમા જોઈ જોઈ હાલજે. કોઈ ભાઈલા મળી આવે તો મળ્યા વિના આગળ વધીશ નહીં ઠાકર કહે છે, કળિકાળ વધી ગ્યો છે મારગમા ઠામોઠામ કાટા વેગતા જાય છે"

કોઈ દિવસ નહીં અને આજે આપાની આખો ભીની થઈ, રજા આપી ભલાને માથે હાથ મૂકતા ફરી બોલ્યા 'બાપ સતને ભૂલીશ નહીં" પગ્માને આજે નવાઈ લાગી ગુરુ-શબ્દમા કોઈને કોઈ આગાહી છે જ આવા અનુમાનથી સમજુ પરમા આગળ અને ભલો પાછળ ચાલ્યા

પગ્મા ભલાને કહેવા લાગી "આપા ધરમના થાભલા છે, એની આખોમા આજે પાણી પડતા જોયા, અમી ટપકતી આખોમા લાલ શેરડા જોયા"

"તને કઈ કહ્યુ?" ભલાએ પગ્માને પૂછયુ

"હા, મને આજે બોલાવી કહ્યુ કે દીકરી ભલાને જાળવજે ઉતાવળીયો છે, કાઈનુ કાઈ કરી બેસે નઈ ત્યારે પણ રોઈ પડ્યા મને ખોટુ લાગ્યુ કે બાપુને આજે આ શું થયુ? મેપાના પનાની અછટુ ખાનાર કાઠી, જેના ભજનો સાભળવા વનગજ આવે અને ડાહ્યા ડમગ થઈ બેસી જાય, જાદરા જેવો લૂટારો ફાટેલ પ્યાલાનો કાઠી એક જગતમા મિયાની મીંદડી બની નવા રગમા રગાય તેમને નાના છોરુની જેમ રોતા જોયા કશીયે ગમ પડી નહીં"

વહેમનાં વમળમાં ગોથાં ખાતાં પરમા ને ભલો મેસરીયાના મારગે જવા લાગ્યાં.

અરધે માર્ગે જતાં પોતાની સાથે આવનાર ભૂદેવનું શબ જોયું. બન્ને ત્યાં જ બેસી ગયાં. અને ભૂદેવના મરણનો ભેદ પામવા મથામણ કરવા લાગ્યાં.

દૂર ગાયો ચારતા માલધારીને મળ્યાં. તેણે કહ્યું કે, "તારા ત્રણે ભાઈઓએ મળી બ્રાહ્મણને માર્યો, અમો દોડ્યા ત્યાં તે ભાગી ગયા."

પરમા વાતને પામી ગઈ કે અમારે કારણે બ્રાહ્મણ મૂવો. એનો જરાયે દોષ ન હતો.

"ભગત! આ ઘોર પાપ આપણાં કારણે થયું!" પરમા બોલી.

"સાચી વાત છે ભંડારી. અકરમીઓએ આપણે ન મળ્યાં એટલે આ ગરીબને મારી હાથની ખંજવાળ ઓછી કરી. આપા ઝાંઝી ભલામણ કરતા હતા તેનો ભેદ પામ્યાં. હવે શું કરીશું ?" જાલાએ કહ્યું.

"ઉપાડીને મેસરીયા ભેળો કરવો જોઈએ. અહીં બ્રાહ્મણના દેહને રઝળતો મુકાય નહીં."

જાલાએ પોતાની પાસેના ધાબળાની ઝોળી કરી લાવી લાકડીમાં ભરાવી તેમાં બ્રાહ્મણના દેહને નાખી ઉપાડીને બન્ને ધીમે ધીમે ચાલતાં થયાં.

મેસરીયા આવ્યાં ત્યારે મા'રાજ મેર બેસવાની તૈયારી કરતા હતા.

જાલા ભગત અને પરમાએ ગામ–બહાર સિદ્ધ કુંડ પાસે શબને મૂકી થોડો થાક ખાધો. ગામમાં ખબર પહોંચી કે, આપણા કૃપાશંકર મહારાજનું કોઈએ ખૂન કર્યું છે તેની લાશ જાલો અને પરમા મળી ઉપાડી લાવ્યાં છે. આખુંય મેસરીયા ઊમટી બહાર ભેગું થઈ ગયું.

જાલાના ભાઈઓ થરથરવા લાગ્યા હત્યાગ પગ ગામ દયા કરે તોયે વાકાનેર ગજવી ગજડોમાણી જીવવા આપે જ નહીં

પાપના પરિણામોની કલ્પના પાપ કરતા, પાપ કરનારને આવતી નથી પરિણામ સામે આવે છે ત્યારે નમન્જાય છે

"જાલા ભગત, તમે જાણતા હશો જ કૃપાશકર મહારાજનુ ખૂન કોણે કર્યુ ?" ગામના આગેવાને કહ્યુ

"જાણુ છુ પણ કહીશ નહીં કેટલીક વખત માનવીઓથી સાચુ નથી કહી શકાતુ એટલે મૂગા રહે છે—આને તમે નબળાઈ માનો તો માનવાજોગ છે"

"ભકારી! આપણા માટે બ્રાહ્મણની હત્યા થાય! આવા જીવન જીવવાથી તો સમાતમા બેસી જવુ એ જ ઉત્તમ છે" જાલાએ કહ્યુ

"મારો પણ એ જ વિચાર છે, તમને એકલા જવા દેવાય પણ આ બ્રાહ્મણનુ શુ ?" પરમા બોલી

"ઠાકર લાજ રાખશે ઘણા દી માથુ મૂકી મત જોવા છે, ભક્તિ એળે જવા દેવી નથી" જાલાએ કહ્યુ

"ભાઈઓ! આજે મારો છેલ્લો વિચાર તમારી સામે જાહેર કરવો પડે છે અમારે બન્નેને આજે ને અત્યારે જ સમાતમા બેસવુ છે માટે મહેરબાની કરી સમાત ખોદી આપો બીજુ, સામે ગાલવ મહારાજના વખતના આ કુરો પડ્યા છે તેમાથી થોડુ પાણી લાવો દેવગુવાજાની દયાથી જતા જતા સત-ધરમના પારખા હેતો જાટ—બીજે બીજે નડામા દેરા તો ખાધા નથી ને ?"

ગામલોકો જાલાના આકરા નિર્ણયથી દુખી થયા એક ભાઈએ કુડમાથી પાણી લાવી આપ્યુ જાલાએ હાથમા લીધુ અને બોલ્યો "પતિતપાવન, નકલક નાથ! મારે માટે

બિચારા ગરીબ બ્રાહ્મણ મરે એ તો દુઃખની વાત કહેવાય. તારું નામ સાચા હૃદયથી લેવાયુ હોય, ગરીબ, અનાથ, સંતો અને અભ્યાગતોની સેવામા કોઈક શક્તિ હોય; ભક્તિથી સિદ્ધિ સાપડતી હોય તો આ ભૂદેવ જીવી જાય અને જાલાના માથેથી કલંક ઊતરી જાય."

આમ કહી પાણી શરીર પર છાટતા જ ભૂદેવમાં પ્રાણ આવ્યા. ધીમે ધીમે બેઠો થયો. મેસરીયાની પ્રજાએ જાલા ભગતના નામનો જયનાદ કર્યો

"કૃપાશંકર મહારાજ!"–ગામના આગેવાન રબારીએ કહ્યું–"તમોને મારનારના નામ આપો, એની ગામ ખબર લેવા તૈયાર છે."

"ના રે બાપ!" બ્રાહ્મણ બોલ્યો : "કોણ કોને મારે છે? ભાવિ પ્રમાણે થયા જ કરે છે. ઠાકરે મરણમાંથી જીવન આપ્યુ, હવે મારનારનાં નામ લેવાથી શો લાભ?"

"પરમાબાઈ, તમે કહો!" પટેલે આગ્રહ સાથે પૂછ્યું.

"ભાઈ! સમાતમાં બેસવાના આવા અણમૂલા સમયે હત્યારાનાં નામો મોંઢે લેવાય? પટેલ! કરણીનાં ફળો ભોગવવાં પડે છે, હત્યારા ફળ ભોગવશે ત્યારે તમે જાણી શકશો. બાપ! સૂરજ ઊગે છે ત્યારે થોડો જ છાબડે ઢંકાયેલો રહે છે?"

સમાધિ ખોદાઈને તૈયાર થઈ. ભક્ત અને પરમા કુંડમાં ન્હાઈ આવી સમાધિના કાંઠે બેસી ગયાં. ગામલોકો રામનામની ધૂન ગાવા લાગ્યા. નળિયામાંથી નીકળતા ગુગળના ધૂપના ધુમાડા આકાશ ભણી ચડવા લાગ્યા.

"ભગત ઉતાવળ તો થતી નથી ને?" પરમા બોલી.

"ના રે ના, જરાય નહીં. ભંડારી! આતમરામ કરી રહ્યો છે જાલા, નામરૂપ મિથ્યા છે; તેનો મોહ મૂકી સ્વાત્મભાવે અમર ધામમાં જા."

"મારો વિચાર કર્યો ?" બ્રાહ્મણ આગળ આવી બોલ્યો

'તમારુ ત્ય ગામ નથી બાળબચ્ચાને નભાળો સત્સગ કરજો નિર્મળ ભાવે રહેજો જાતિ–અભિમાનના પૂરમા તણાઈ ખગળે ચડી જતા નહીં"

"ભગત! ઠાકર નવુ જીવન આપ્યુ, હવે તે ભલામણ હોય ?" ભૂદેવ ભગતનુ માની દૂર ખસી ગયા

પરમા બોલી "ગમારી, એટલા જનાય ? જનમમ ગાથીને મૂકી એટલા ગમશે ?"

"આવના વિચાર હોય તો હાલો, ધરતી માતાના ખોળા પખતા છે, આપણા જેવા હજારોને સમાવે તેવડા છે"

"ભગત, જીવતા દટાવાય નહીં, રાજાસાહેબને જાણ થાય તો મારી નાખે" એક ગામજન બોલી ઊઠ્યો

"અરે એ મૂર્ખ !" ગામના શેઠ બોલ્યા, 'તારી આંખો સામે મડા બેઠા ત્નારને આમ કહેવાય ? જોતો નથી કલિયુગમા જાલા–પરમાએ શા પરાક્રમો કર્યા ? મેસરીયાને તીર્થ બનાવ્યુ !"

'ભાઈ! એણે ખરુ કહ્યુ છે, અમે કાઠે જ પ્રાણ મૂકી દેશુ, તમે તમારે હાથે સમાતમા બેસાડજો પડી કાઈ છે ?"

ગામલોકો દૂર હટી ગયા પતિ–પત્ની સમાતના કાઠા પર બેસી, 'જય સી તા ગ મ ' કરતા જ પ્રાણપખી ઊડી ગયા કલેવર માત્ર પડ્યા રહ્યા ગામલોકોએ નયનાદ કર્યો, જેના પડઘાથી ટેકરીઓ ગાજી ઊઠી

બન્નેના શબને સમાતમા પધરાવી ઉપર માટી વાળી

જાવો સાબડ શાખનો ત્નારી હતો જાલાના ત્રણે ભાઈઓ અને સાબડ કુટુબ દૂર ઊભુ રહી જોતુ હતુ તે માટી વળી ગયા પછી રડી પડ્યુ ત્રણે ભાઈઓ પાપથી ડરી દોડી સમાધિ પર આવી માથા પછાડવા લાગ્યા લોકોએ પકડી રાખ્યા છતા રહેતા ન હતા તેમણે જાહેરમા કબૂલ કર્યું કે અમે અભાગીઓએ બ્રહ્મહત્યા કરી હતી, જાલા–પરમાને પણ મારવા હતા

ગ્રામલોકો ફીટકાર વરસાવવા લાગ્યાં.

ત્રણે ભાઈઓ કોઈ રીતે સમજ્યાં નહીં અને મરવાનાં તોફાન છોડ્યાં નહીં ત્યારે સમાધિમાંથી જાલા ભગતનો અવાજ સંભળાયો :

"તમો નકામા મરશો નહીં, પાપ પૃગી ગયાં છે. ગામ મૂકી જશો તો તમારો વેલો થોડો પાંગરેલો રહેશે. બીજું, મને મળવું હોય તો ગિરનારની છાયામાં હું અને પરમા અવતરીશું અને અમારું આજનું અધૂરું રહેલું કામ ત્યારે નવા અવતારે પૂરું કરીશું. તમો આવશો તો પાપના નિવારણના માર્ગો મળી રહેશે."

અવાજ આવતો બંધ થતાં લોકો વેરાવા લાગ્યા.

જાલાના કુટુંબીઓએ અને ગામલોકોએ મળી બન્ને પર સમાધિમંદિર ચણાવ્યાં, જે હાલે મેસરીયાથી ઉત્તર તરફ છે. પ્રતાપી મહાત્મા ગાલદના કુંડો અત્યારે પણ મોજૂદ છે ગમે તેવા ભયંકર દુષ્કાળમા પણ કુંડની પાળી પરથી એક કોશના પાણીનો પ્રવાહ આજ પણ વહે છે. એવો કોઈ સમય આવ્યો નથી કે આ પ્રવાહ બંધ રહ્યો હોય. કુંડ ઊંડા નથી છતાં પાણી અખૂટ છે, પ્રવાહ અતૂટ છે. જેને દર્શન કરવાં હોય, કુદરતની કરામત જોવી હોય તેમણે વાંકાનેર જવું. ત્યાંથી મેસરીયા જવાને વાહનો મળી રહેશે.

કહેવાય છે કે જાલો અને પરમા બીજે અવતારે વીરપુરમાં જલારામ અને વીરબાઈ થયાં અને પરમાર્થનાં અધૂરાં કામો પૂર્ણ કર્યાં.

વીરપુરની જગ્યાના સંચાલકો આ વાત માને છે. અનેક સંતો મહાત્માઓ સાખ પૂરે છે કે જાલો–પરમા એ જ જલારામ–વીરબાઈ.

*

## ભક્ત મીઠા મહારાજ

ઘણી વાર ખૂબ જ બૂરા પ્રસંગમાંથી સારું બની જાય છે અને સારાય જીવનને આવરી વિશુદ્ધ કરી ખ્યાતનામ બનાવે છે. મીઠા મહારાજના જીવનમાં આવા જ પ્રસંગે પલટો આણ્યો. તેમને તથા તેમના સ્થાપેલા સ્થાનને લબ્ધ પ્રતિષ્ઠ બનાવ્યાં.

મીઠા ભગત જાતે કડવા કણબી. રહેવાસી મોરબી પાસેના વનાળીયા ગામના. તેમનો જન્મ વિક્રમ સંવત ૧૮૭૭માં સંસ્કારી કુટુંબમાં થયો હતો. મીઠા ભગતની ઉંમર એકવીસ વર્ષની થઈ ત્યા સુધી તેમનું કુટુંબ ધનવાન ગણાતું. જમીન સારા પ્રમાણમાં ખેડતા, ગાયો-ભેંસોનાં ટોળાં રાખતા, દેશમાં તેમના પિતાજીની ઈજ્જત ઊંચી અંકાતી. ઘર ધર્મપરાયણ મનાતું. બાવીસમા વર્ષે દુષ્કાળ પડ્યો. દેશ પાયમાલ થયો. હતું તે લૂંટારા લૂંટી ગયા. માલ ઊપડી ગયો. માનવીમાં રોગ આવતાં ઘર ચોપટ થયું. મીઠા અને તેમનાં પત્ની માત્ર બે જ બચ્યાં. મીઠો નિરાશ થયો. તે મનથી બોલ્યો—

વેળા વસે જગ હસે દોપી પૂરે દાવ,
ચડ દડ્યાડા કંધ પરે જેમ સો તેમ પચાવ.

એકલા વનાળીઆ ગામની જ આ દશા હતી એમ ન હતું, સારાય સોરઠની માઠી દશા હતી. માગસર માસ આવતાં

માનવના હાડપીંજરોથી માર્ગો ઢંકાવા લાગ્યા  લોકો અન્ન–અન્નના પોકારો પાડતા જ્યાં ને ત્યાં નાસવા લાગ્યા  માએ બાળકો મૂક્યા, બાપે વિધર્મીઓના હાથે પુત્રીઓ વેચી, પતિએ પત્નીને જાતે અન્ન માટે પરાયાના હાથમાં સોંપી  હજારો ઘર ખાલી થયા  ગામના ગામ ઉજ્જડ ટીંબાના રૂપમાં ફેરવાઈ ગયા  માનવીઓને ખાવા ઘાસના બી પણ મળતા ન હતા

દેશમાં 'બગીચાના બે ભાગ' જેવી દશા હતી  વ્યવસ્થાના અભાવે લૂંટારા ગમે તે લૂંટી લેતા  રાજસત્તા નામનીજ હતી  કોઈને કંઈ કહી શકવાની શક્તિ ન હતી  જાનવરો સાફ થઈ ગયા  લોકો હાડકાં દળી લોટ ખાવાના કામમાં લેવા મહેનત કરવા લાગ્યા  હાહાકાર વ્યાપી ગયો

મીઠો અને તેની સ્ત્રી અર્ધ ઉઘાડા રઝળવા લાગ્યા  આખું ય વર્ષ કાળની વિષમ મૃત્યુ–ખંજરી વાગતી રહી  છેવટે જેઠ વદમાં વરસાદ થયો  જીવ્યા તેટલાને વધુ જીવવાનો આત્મવિશ્વાસ આવ્યો  લોકો જે સાધન મળ્યું તેનાથી ખેતી કરવા લાગ્યા  બળદના અભાવે માનવીઓ સાતીએ જોડીને વાવેતર કર્યો  વરસ સારું આવ્યું  કામ પકડી ગોળ આપવા જેવી કુદરતની નીતિથી લોકો રાજી થયા

ચાર છ સાતીની જમીનનો ધરખમ ખેડૂત  મીઠો ગરીબ થઈ જતા વનાળીયામાં આવ્યો પણ રહેવું રમ્યું નહીં  સ્ત્રીને પિયર મોકલી મીઠો સાથીઓ કરવા લાગ્યો  પાછલા દિવસો ભૂલી માલિકે ધાર્યો તેના કામ ખરા અંતઃકરણથી પ્રમાણિકપણે કરવાનો જીવનમંત્ર સ્વીકારી મીઠો ફુગરીયા નામે ગામે સાથી થઈ મઝા માણવા લાગ્યો

ઘણા સગાઓ કહેતા, "મીઠા જમીન ખેડ! પરાયા સાથી કરવા મૂકી દે" મીઠો તેમને સાફ શબ્દોમાં કહેતો કે "ભગવાનની મરજી ખેડૂત રાખવાની હોત તો શા માટે

અભાગ કુટુંબની આ દશા કરે ? ઘણું ય હતું, બધું ય આંખના પલકારામાં છીનવી લીધું તેમાં કાંઈક ભેદ હશે !"

પ્રાપ્ત સંયોગો વચ્ચે મીરાં સુખપૂર્ણ જીવવા લાગ્યાં.

દુષ્કાળ પછી ચોથે વર્ષે વર્ષ ખૂબ જ સારું આવ્યું. માગ્યા મેહ વરસ્યા. સાચા મોતીડે ધાન પાક્યાં. પૃથ્વી દેવીએ ભાતીગળ ચૂંદડી ઓઢી, ખેતરે ખેતરે મોલાતનો રંગ જામી ગયો. ખેડૂતો અઢળક પેદાશ જોતા રંગમાં આવી ગયા, કાંઈ સમ્રાટના કીર્તિધ્વજ સમા જુવારના પાનો પવનમાં લહેરાય-ફરફરે એ જોતાં જોનારના મન હર્ષના હીંડોળે ઝૂલવા લાગતાં. મીરાંએ પોતાના જીવનમાં આવો પાક સર્વ પ્રથમ જ જોયો. તે ખેતરે ખેતરે ઘૂમવા લાગ્યાં. ભાદરવો ઊતરી આસો બેઠો. જુવારમાં કણ ભરાવા લાગ્યા. કવિવચન સાચાં પડતાં મીરાંએ જોયાં.

મોહર ફરતો માહુડો ઉર ઊઠંતી નાર,
ગાભે પેટ બાજરો નિસરતી તે જુવાર.

દિવસ કરતાં રાત્રીએ ચાંદનીમાં જોનારને ઓર રંગ જોવામાં આવતો. મીરાં રાત્રીએ ખેતરે જતાં. કિરણોથી ઔષધિના પાનો જેવા ચમકતા પાનો જોતા ગર્વમાં રાચતાં. "વાહ નાથ વાહ ! ખરા વાળી દીધો, નિહાલ કર્યા. આવા પાનો વાટી રસ લક્ષ્મણને પાયો હોય તો તરત જ મૂર્છા વળી જાય તેવો ઠાઠ જામ્યો છે."

ખેતરે ખેતરે માચડા નખાયા. ગોફણધારીઓ તેના પર ચઢી ગ્રહસ્થોની જાનમાં ગાણાં ગવાય એવા તાનમાં પંખી ઉડાડનારના ગળા ગાજવા લાગ્યા. સાંજ થતાં સહુ ઘર તરફ વળતાં. પંખીઓ ધરાઈ કોઈ વડ, પીપળ કે પીપળા પર બેસી અન્ય સાથે મીરાં ગીતો ગાતાં.

મધ્યાકાળે કોઈ રાજાના લૂંટાતા ભંડાર લેવા ભેગા થયેલા લોકોના મીઠા કોલાહલ જેવા સાગરીયે સીમમાંથી અવાજો આવતા હતા. મીરાંને મન આનંદની અવધી હતી. યોગીઓને યોગ

મારુ શુ થાશે!'' આમ બોલી જાય છે તે એવા શુ પાપ કર્યાં છે કે જે તને જપવા આપતા નથી?"

માવતર મળતા દુખીયારી દીકરી રડી પડે તેમ મીઠાની આખોમાથી પાણી પડવા લાગ્યા

તે બોલ્યો "વીરા ભગત! હુ પાપી છુ, મહાપાપી છુ ઠાકરની પાળે પડ પાડવા આવ્યો છુ મને નર્ક સઘરે નહીં એવા ગૂઢકર્મ કરનારો છુ મ હજારો-લાખો જીવની હત્યા કરી પક્ષીઓના અગ્નિમા ઓળા પાડ્યા પાપનો ભાર હવે ઉપડતો નથી ઠાકર દોરી ખેચે માટે ધર્મસ્થાનમા આવ્યો છુ" આમ કહી તીડ બાળવાની વાત અક્ષરે અક્ષર કહી

"મીઠા! પાપ તો ઘણુ કર્યાં પણ ઠાકર કહે છે કે, પસ્તાવાના આસુ બની વહી ગયા સતચરણની રજ કોટિ પાપો બાળે છે ઊઠ ઊભો થા, હાલ આપણે ગેબના જઈ ભોયરે ગેબીનાથ બાવાને પગમા ઘડી માર્ગ મેળવીએ આજે ગેબનો ધણી જીવતો પીર છે

તે જ વખતે વીરો ભગત મીઠાને લઈ તરણેતર પાસે પાચાળમા સૂરજ-દેવળની નજીક ગેબીનાથના ભોયરે આવ્યા

ગેબીનાથજી નાથ સપ્રદાયના સિદ્ધ મહાત્મા હતા પાચાળનુ તમામ પીન્મ ઢગ તેમના ચરણમા નમતુ, પૂજતુ અને તેમની પાસેથી પ્રેરણા મેળવી અલખને લખ કરવાના માર્ગે આગળ ધપતુ ગેબીનાથને આઠ આઠ સિદ્ધિઓ વરી હતી તેઓ મહાન હઠયોગી હતા એકાન્તમા ભોયરામા રહેતા તેમના વેણુ અફર મનાતા તેઓ ભાગ્યે જ કોઈને મળતા વીરા ભગતને બેચાર વખત દર્શન થયેલા

વીરો ભગત મીઠા સાથે ભોયરે આવ્યા ત્યારે મહારાજ બરોબર આભના વચ્ચેના ગાભમા આવી ગયા હતા પાચાળની ખાખરીયાળ પાણાવાળી ધરતીમાથી ઊની હવાના ગભરા ઊડતા હતા

બન્ને થાક ખાવા ભોયરાની બહાર બેઠા

"આવ વીરા, આજે કંઈ ભોયરે આવ્યો!" બહાર આવતા ગેબીનાથજીએ કહ્યુ

વીરો, મીઠો ઊઠી ચરણમા પડ્યા ગેબીનાથે માથે હાથ મૂક્યો અને સામેના એક પથ્થરની ચટ્ટાન પર બેઠા

"ગેબના ધણીના ધામે આવવુ અમારે માલધારીઓ માટે બદરી કેદારની જાત્રા સમુ ગણાય બાપુ! આ મીઠો મચ્છુ ડહાપણનો ડવો કણબી છે એના અકર્મની વાત આપાથી અછતી ન જ હોય"

મીઠાએ ફરી પગમા માથુ મૂકી આંખના આંસુ વડે ગેબીનાથના ચરણ ધોયા

"મીઠા!" મીઠા અવાજે બાવા બોલ્યા

"પાપના તાપ બહુ તપાવે છે બાપ? માનવજીવન એવા જ છે જા વીરા સાથે ગરણી જા, ત્યા આપા દેહા ભગતના સ્થાનમા વીરદાસજી નામે પવિત્ર સંત છે તે તને પરમોદશે, કંઠી બાંધશે તીડ બાળનાના પાપનો તાપ તે જ મટાડશે'

"બાપુ, ગેબના ધણીના ચરણ મૂકી બીજે ક્યાંઈ ભટકવા જવુ નથી મારો તોય તમો અને ઉગારો તોય તમો—મીઠો આપનો છે" મીઠાએ ગળગળા સાદે અશ્રુ-નીતરતી આંખે કહ્યુ

"મીઠા, હઠ કર મા, હુ કોઈને શિષ્ય કરતો નથી મન ઠરવાના ઠામ સહુની યોગ્યતા પ્રમાણે ચીંધુ છુ જા ગરણી જા, વીરો સાથે આવશે બન્ને એક ગુરુના શિષ્યો બનજો તમારી કરણી તમારા હૈયા અજવાળશે"

એક વાત યાદ રાખજો કે ગુરુ માર્ગ બતાવે, પંથ કાપવાનુ કામ ચાલનારનુ છે ગુરુની ફૂંકે પાપ જાય એવા વિશ્વાસે રહી કરણીના દોર ચૂકશો નહીં જાઓ બાપ, વેળા થાય છે દુઃખ દર્દ અને દુષ્ટતાને ઘટઘરમા વધુ સમય રહેવા દેવામા જોખમ છે મારે અલખ આરાધવા છે"

ગેબીનાથ ભોયરામા ગયા ચાખડીનો અવાજ મભળાયો ત્યા સુધી બન્ને ઊભા રહ્યા, પછી ગગણીના પથે પરવર્યા

દેહા ભગત જન્મે કનેસગના ગઢારી હતા. આજન્મ સિદ્ધ દેહાજીએ મારવાડમા જીથડા ગામે કુબાજી મહારાજ પાસે વિક્રમ સવત ૧૭૦૨મા ફકી બધાવી હતી તેની શાખાના મતો આજે દેહાણી સાધુની મજ્ઞાથી ઓળખાય છે.

વીરદાસજીએ બન્નેને કઠી બાધી ટૂકો જ ઉપદેશ આપ્યો: "પાપના નિવારણ માટે ટુકડો આપજો મત-સેવામાં વેચાવુ પડે તો વેચાજો, કશાય આડબર વિના ભગવત-નામસ્મરણ કરજો પતિત થવા કરતા દીનતા રાખજો. પડ પૂજાવાની બૂરી ભાવના રાખશો નહીં, જગત સહુને પૂજે છે-સહુને માનજો. હરેક દેહ દેવાલયમા જીવરૂપે દેવળવાળો વસે છે એ વાત ભૂલશો નહીં. સહુને પૂજનારને સહુ પૂજે છે એ અટલ નિયમ છે." બન્ને થોડો સમય ગગણી રહી કેરાળે આવ્યા. તે જ સાલે મીઠો ભગત વીરાથી જુદા પડ્યા.

(૩)

કેરાળાથી નીકળી મીઠો ભગત પોતાના મૂળ વતન વનાળીયા ગામે આવ્યા. ત્યા એકાદ વર્ષ રહ્યા. દિલ જામ્યુ નહીં એટલે ત્યાથી હરિપુર નામે ગામે આવ્યા અને ત્યા ધર્મની ધજા લહેરાવી એક વર્ષ પછી અવાજ આવ્યો કે, "મીઠા ! બગથલા ગામે જા અને ત્યા સ્થાન બાધ. ઢાઢકાનો મોટો માર્ગ છે. સ્થાનની ત્યા જરૂર છે."

વિક્રમ સવત ૧૮૪૫મા બગથલા આવ્યા અને ત્યા સ્થાન બાધ્યુ.

તેમના પત્ની વેજુબાઈના સાભળવામા વાત આવી કે ભગત થયા છે અને બગથલામા જગ્યા બાધી સુખડી અને ગાડીયાનુ સદાવ્રત ચાલુ કર્યુ છે. તેઓ બગથલા આવ્યા અને જગ્યામા ટેલવી તરીકે રહેવા માગણી કરી

તેમની માંગણી ઉચિત હતી છતાં મીઠા ભગતે સ્વીકારી નહીં. પરિવાર બંધાય તો પરમાર્થ કરી શકાય નહીં. મીઠા મહારાજ સામે અનેક દાખલા પડ્યા હતા. પરિવાર વધતાં પરમાર્થ ઘટતા હતા. સાધુ-સંતોનાં નામે માગી લાવી પોતાનો પરિવાર અનેક સ્થાનધારીઓ પાળતા હતા. આવી સ્થિતિ પોતાના સ્થાનમાં સરજવા માગતા ન હોવાથી જવાની રજા આપી બોને કહ્યું, "મારે જગ્યામાં પરિવારનાં પાપ વાવવાં નથી, અને ઊગે તો પાંગરવા દેવાં નથી."

મીઠો હવે મીઠો મહારાજ કહેવાવા લાગ્યા. માનતાઓ. થોકબંધ આવવા લાગી. સુખડી-ગાંઠીયાની ધૂમ મચી ગઈ. કોઈપણ ખાનાર આવે; જાણે સાક્ષાત અન્નપૂર્ણાનો ભંડાર જ ન હોય!

સંતસેવા અને અન્નદાનના પ્રતાપે મીઠામાં સિદ્ધિઓ આવી. સર્વપ્રથમ વચનસિદ્ધિ આવી.

મીઠા ભગત ખેતી કરતા, કેવળ માનતાના આધારે રહેતા નહીં.

(૪)

સાથીની ગેરહાજરી હતી. હળ હાંકવા મીઠા મહારાજ જાતે ગયા. આજના મહંતોના જેવી, કામ કરતાં શરમાય એવી મનોદશા ત્યારે હજુ સંતો, મહંતો, મઠધારીઓ કે ભક્તોમાં જન્મી ન હતી.

કોઈએ ખેતરે આવી ખબર આપ્યા કે, "મહારાજ! સાયલાના ભક્તરાજ લાલા ભકત આપણા મે'માન થવા આવે છે."

હર્ષઘેલા મીઠા ભગત પોતાનું વહાલામાં વહાલું સગું આવ્યું હોય એવા હેતે ખેતરમાંથી દોડયા. જતાં જતાં બળદો છોડવા કે હળ મૂકવાનું ભૂલી જ ગયા. પ્રેમની ઉત્કૃષ્ટ અવસ્થા આવી જ હોય છે. ગોપીઓએ અમથા અવળાં આભરણો નહીં પે'ર્યાં હોય!!

જખ્યામાં સામૈયાની તૈયારી થઈ ગઈ હતી. સેવકો, ગામજનો હાજર હતા. મંડલીના સરતીયા ગાતા હતા. મહારાજ આવતાં જ સહુ ગામના દરવાજે ગયા. પશ્ચિમ દરવાજેથી વાજતે ગાજતે લાલજી મહારાજને ગામમાં પધરાવ્યા. જમ્યા, રમ્યા, રાત્રે ભજન–કીર્તનો થયાં. મીઠા મહારાજ એ આખી વાત જ ભૂલી ગયા કે બળદ હળ સાથે ખેતરમાં ઊભા છે.

આ તરફ ખેતરમાં મહારાજ ગયા પછી થોડી વારે માળીયાના ચારેક મિયાણા નીકળ્યા. તેમણે એકલા સાંતીએ જોડેલા બળદો જોયા એટલે છોડી રવાના થઈ ગયા.

ભજન–કીર્તનો થઈ રહ્યાં પછી પ્રેમી ભક્તની ચિત્તવૃત્તિ પ્રેમસમાધિમાંથી ઉત્થાન પામી. તેમને યાદ આવ્યું કે, બળદ-સાંતી ખેતરમાં જ છે. સાથીને વાત જણાવી મધ્યરાત્રીએ સાથી અને ટેલવો બન્ને ખેતરે ગયા.

શ્રી હરિએ મીઠાના પ્રેમનાં મૂલ્યાંકનો દર્યાં. ચોરાયેલા બળદના સ્થાને નવા બળદો મૂકયા. સાથીએ ચાંદનીમાં સાંતીએ જોડેલા બળદો જોયા. સાંતી સાથે જખ્યામાં લાવ્યા.

મીઠા મહારાજનું આ ભગવાને પ્રથમ કામ કર્યું. પણ તે ક્યારે? જ્યારે પ્રેમની પરાકાષ્ટા પર ઊભા રહ્યા, દેહભાન ભૂલ્યા ત્યારે.

લાલજી મહારાજ બેચાર દિવસ રહી ભક્તિનો પ્રચાર કરતા આગળ ચાલ્યા. દિવાળી નજીક આવતી હોવાથી મહારાજ અન્નકુટની સામગ્રીના કામમાં લાગી ગયા.

દિવાળી આવી. બેસતાં વર્ષે જખ્યામાં સેવકો અને અન્ય ભાવુકો આવવા લાગ્યા.

પેલા બળદ લઈ જનાર મિયાણાઓએ બન્ને બળદોને કુંભારીયા નામે ગામે વેચ્યા. બળદો ગાડે જોડી કુંભારીયાના પટેલ જખ્યામાં આવ્યા. આ તરફ જખ્યાના બળદો અદશ્ય થયા.

આખો દિવસ આનંદમાં પસાર થયો. કુંભારીયાના પટેલ પોતાના સમજી બળદોને નીરણ નીરે, જગ્યાના સાથી ટેલવા પોતાના માની પાણી વગેરે પાય.

સવારે ગાડુ જોડવાનો સમય થયો ત્યારે ઘટસ્ફોટ થયો. કુંભારીયાના પટેલે બળદોને ગાડે જોડ્યા કે સાથીએ કહ્યું : "આ તો ઠાકરના બળદો છે." પટેલ કહે : "અમારા છે, હું ગાડે જોડીને ઘેરેથી લાવ્યો છું."

આ ઘટનાની ગામલોકોને ખબર પડતાં સહુ ભેળા થયા. બળદ જગ્યાના હતા. સહુ ઓળખતા હતા. એ સાચું હતું. ત્યારે કુંભારીયેથી ગાડુ જોડી પરિવાર સાથે પટેલ આવ્યા હતા એ પણ એટલું જ સાચું હતું, બળદ વિના ગાડુ એકલુ આવે શી રીતે?

મહારાજના કાને આ કૌતુકની વાત પહોંચી. આપ આવ્યા અને પ્રેમમાં રડી પડ્યા. પટેલને કહ્યું. "ભાઇ તમારી વાત ખરી છે. તમોએ મિયાણા પાસેથી લીધા એ સાવ સાચી વાત છે. કારણ કે હું ખેતરમાં માંતી મૂકીને જ દોડી આવ્યો હતો."

"ત્યારે આપણે આટલા દિવસ ખેડ્યા એ બળદ?" સાથીએ પ્રશ્ન કર્યો.

"એ ભગવાનની કૃપા! મારા ધણીએ મીઠાનાં ખેતર ખેડવા જય-વિજયને મોકલ્યા. પટેલ તમારા બળદ તમે લઈ જાઓ."

કુંભારીયાના પટેલે બન્ને બળદો, ગાડા, સાથે જગ્યામાં અર્પણ કર્યા. મહારાજના નામનો જયનાદ થયો.

(૪)

મોરબીની ગાદી પર ત્યારે પૃથ્વીરાજસિંહજી નામે યુવાન ઠાકોર હતા. તેમને પ્રવિણકુંવર નામે એક રક્ષિતાંગનાં હતી. ઠાકોર તેના મોહમાં મુગ્ધ રહેતા. ઠાકોર જાતે રૂપાળા હતા. પ્રવિણ તેમનાંથી પણ વધારે સુંદર હતી. તેઓ ઓગણસમી સદીનાં નળદમયંતિ કહેવાતાં.

ઠાકોરના કાન પર મીઠા માહારાજનાં ધાર્મિક કાર્યોની મીઠી સુવાસ આવી, સાથે સિદ્ધિઓનો પણ અવાજ સંભળાયો.

એક દિવસ ગાડી લઈ પોતાની રક્ષિતાંગનાં સાથે બગથળા આવ્યા. મીઘા જગ્યામાં ગયા. મહારાજ ઠાકોરસેવા કરી હજુ હમણાં જ બહાર આવ્યા હતા. ઠાકોર પ્રત્યે શાબ્દિક વિવેક કરી આસન આપ્યાં. તેમના પર બન્ને બેઠાં.

ઠાકોર ઉંબરે ૧૦૦, કોરી, શ્રીફળ ધરી ચરણામૃત પ્રસાદ લીધા બાદ બોલ્યા : " મહારાજ, આ પ્રવિણુના નાકની ખૂબ જ કીમતી નથ ખોવાઈ ગઈ છે. ખૂબ તપાસ કરી પણ મળતી નથી. તેને એ નથ પહેરવી ગમે છે. અમે આપની પાસે એટલા માટે આવ્યાં છીએ. આપ સિદ્ધ પુરુષ છો, બતાવશો તો આનંદ થશે."

મહારાજ ઠાકોરના બોલવાની છટા, આકૃતિ અને ભાવ પરથી જોઈ શક્યા કે ઠાકોર પરીક્ષા કરવા આવ્યા છે. મહારાજને યુવાન રાજવીની ચંચળતા પર દયા આવી.

"ઠાકોર જે નથને શોધતા તમે અહીંયાં આવ્યા છો તે નથ ઉંબરે પડેલા શ્રીફળમાં છે. ફોડી કાઢી લો."

રાજા અને પ્રવિણુને આશ્ચર્ય થયું કે ઘેર પાંચ મણના પીત્તળના વજનના ડાબલામાં મૂકી આવ્યાં છીએ તે નથ શ્રીફળમાં ક્યાંથી ?

ઠાકોરે જાતે શ્રીફળ તપાસી ફોડયું તો અંદરથી નથ મળી આવી. બન્ને મીઠા મહારાજના પગમાં પડ્યાં અને બોલ્યાં : "આપે અમારા રાજને શોભાવ્યુ છે. આપ કહો તે જગ્યાની રાજ સેવા કરે !"

"ઠાકોર તમારાથી વધુ સમર્થ છે. ખુદ તમારા રાજના પણ એ જ સાચવનાર છે. તમારું કાંઈ જ જોઈતું નથી, છતાં અહીંયાંથી જતાં એક વાત શીખી જજો કે, બુદ્ધિ તમોને હોશયાર બનાવશે અને કીર્તિ પ્રત્યે ખેંચી જશે પણ તે તમને આત્માના કલ્યાણ પ્રત્યે તો નહીં જ દોરે. બસ, આથી વધારે કહેવાનું નથી."

ઠાકોર અને પ્રવિણુ સ્થાનના પરમ ભક્ત બની મોરબી ગયાં. મહારાજે એક પાઈ કે તસુ જમીન રાજની લીધી નહીં. ભગવાનને ભરોસે રહેનાર કોઈ પાસેથી શા માટે લે ?

મીઠા મહારાજમાં ભક્તિના પ્રતાપે એ સિદ્ધિ આવી કે એક વાર સુખડી બનાવી, નાંદ (ઠીકરાની ગાઠી) ભરી તે વરસો સુધી ખૂટી જ નહીં. દર માસે તેમાં ચોક્કસ ભાર તૈયાર કરી નાખે પછી હજાર કે સો ગમે તેટલા અતિથિઓ જમનાર આવે, કદી નવું રાંધવાનું હોય જ નહીં.

આ કોઠી અને તેનો ચમત્કાર લેખકે જોયો હતો. નવી હવાના ભક્તો આવતાં નવા રોનકદાર મકાનો કરતાં આ કોઠીને ફેંકી દેવામાં આવી છે.

મહારાજ ખૂબ જ પરમાર્થ કરી ધર્મની ધ્વજા આકાશમાં ફરકાવી વિક્રમ સંવત ૧૯૦૭માં પૂરાં વર્ષો જીવી અમર ધામમાં પધાર્યા.

આજે સ્થાનમાં ભગવાન પર લાખેક રૂપિયાનું દેવાલય છે. ચાંદીનાં કમાડ, સિંહાસનો છે. મેડી વગેરેનો ઠાઠ થઈ ગયો છે. મીઠા મહારાજ પછી કેટલીક પેઢી બદલી છે છતા પરમાર્થ તેવો જ ચાલુ છે. વર્તમાન ભક્ત પ્રાગજી નામે મીઠા મહારાજની જાતિના ખૂબ જ સંતસેવી ભજનાનંદી મહાત્મા છે, તેઓ સાધુ-સેવા કરતા જગ્યાને દીપાવી રહ્યા છે.

## સંત કહળુ ભગત

કર્નલ વૉકરનાં પગલાં અને અંગ્રેજો સાથે સોરઠના રાજવીઓને સંધિ થયા પછી સૌરાષ્ટમાં નિષ્ક્રિયતાની પ્રગાઢ છાયા છવાઈ ગઈ હતી અંગ્રેજોની છત્રછાયા તળે સોરઠી રાજસમાજ પોતાની જાતને સલામત માનવા લાગ્યો તેના પરિણામે નવા સૈનિકોની ભરતી લગભગ બંધ થઈ ગઈ. હાટી, મેર, ખાંટ, કોળી અને મિયાણા જેવી બહાદુર કોમોનો એક યા બીજે બહાને હ્રાસ થઈ રહ્યો હતો. બહારવટાનાં બહાનાં નીચે વીર વાઘેરોનાં માથાં શ્રીફળની પેઠે આ સોરઠીના ઉંબરે નિતનિત વધેરાઈ રહ્યાં હતાં. કનડા અને કિલેશ્વરના આભપરા પર સાતસોની સંખ્યામાં ગયેલા વાઘેરોની છેવટે સાતની માત્ર સંખ્યા રહી હતી. મરનાર મૂવા અને જીવ્યા તે વાઘેરપણુ વેગળા મૂકી જીવ્યા.

આખેઆખો રાજપૂત સમાજ દારૂ અને અફીણના દુર્વ્યસનમાં, ભાટાઈ કરતાં ચારણોની નકામી કૂથલીમાં સર્વસ્વ સમજી સમય ગુમાવી રહ્યો હતો. કોઈ કોઈ વીર મર્દ તેમાંથી જાગતા ત્યારે સંતસેવાનાં ક્ષેત્રમાં ઝંપલાવતા અને અમરપંથે ગતિ કરી અમર થઈ જતા. આવા એક ગોહેલ ક્ષત્રી વીર ધોળા નામે ગામની પાસેના સમઢીયાળા ગામમાં રહેતા હતા. તેમનું

નામ કહળુભા હતું. તેમની નસોમાં વીર મોખડાજીનું વિશુદ્ધ લોહી વહેતું હતું. તેમણે તલવારને, સમય ગયો જાણી તિલાંજલિ આપી રામસાગર સાથે ગાઢ મૈત્રી-ગાંઠ બાંધી હતી. તેમની ડેલીએ રાતદહાડો નામસ્મરણની ઝડી વરસતી. તેમના સત્સંગનો લહાવો લેવા દૂરદૂરથી ભાવિકો આવતા રહેતા અને આનંદ માણી જતા. કહળુભાને ત્યાં જારેજી ગંગાબાઇ નામે સુઘડ સ્ત્રી હતાં. ગંગાબાઈ ખરેખર ગંગાના પ્રવાહ જેવાં નિર્મળ જ્ઞાની અને પરમ ભક્તબાઈ હતાં. તેઓ સુંદર ભજનો ગાતાં. સરસ્વતી દેવીની કૃપાથી સુંદર ભજનો રચતાં. તેમનાં ભજનોમાં સંપૂર્ણ ભક્તિ, ત્યાગ-વિરાગની ભાવના ટપકતી. આજનાં જોડકણાં જોડનાર કરતાં તો કરોડગણા ઉત્તમ ભાવો રહેતા. કહળુભાને ભક્તિના માર્ગે ગંગાબાઈએ વાળ્યા આમ કહેવામાં જરાય ખોટું નથી. સંત-અભ્યાગતો માટે ગંગા સતી અન્નપૂર્ણાનો અવતાર ગણાતાં.

ગંગાબાઈના રોટલે કહળુભાનું નામ ગોહિલવાડમાં ઘરઘર જાણીતું થયું. તેમની ઊંચી પરહરથી આકર્ષાઈ અનેક ગુણવાનો આવતા, રહેતા અને યોગ્યતા પ્રમાણે આનંદ માણી જતા.

ગંગાબાઈને એક પુત્ર અને એક પુત્રી-આમ બે સંતાનો હતાં. નાનાં બાળકોને સંભાળવાં, આવેલા અતિથિઓની સરભરા કરવી, સાથે ભજનભાવ કદી પણ ચૂકવા નહીં, આ ગંગાબાઈના જીવનમાં વિશેષતા હતી.

અતિથિની હાજરી વિના ધાનનો ગ્રાસ મોંમાં નાખવો નહીં આ ક્ષત્રીય દંપતીનો અટલ નિયમ હતો. કદાચ કમનસીબે અતિથિ ન આવ્યો હોય તે દિવસે એકાદશી માનતા-ઉપવાસ કરતાં. કહળુભા અને ગંગાબાઇના ઘરમાં 'ના' એવો શબ્દ કદી પણ પ્રવેશ પામતો નહીં. આ ભક્ત દંપતીના જીવનમાં દધિચીનો ત્યાગ, રંતિદેવનો સેવાભાવ, શીબીની શરણાગતિ, મીરા-નરસિંહની

ભક્તિ–મસ્તી, ગોપીઓનો અટલ પ્રેમ–બધું સંપૂર્ણપણે હતું. તેમણે મહામાર્ગની દિક્ષા લીધી હતી. બન્ને એટલાં તો વ્યવહારકુશળ હતાં કે તેમની સલાહ વિના ગ્રામ્ય-પ્રજા કોઈ કામ કરતી નહીં.

બીજા ભક્તો માટે બને છે તેમ કહળુભા માટે પણ બન્યું. કશાય કારણ વિના કુટુંબીજનો ત્રાસ આપવા લાગ્યા. તેના પ્રવાહમાં બીજાં તેજોદ્વેષી ગામના ચૌદશીઆ મળ્યા, ભક્તિ કસોટી પર ચડવા લાગી. હૃદય ચીરાઈ જાય એવી વાતો ઘણી વાર કહળુભાના કાન પર આવતી. થોડો ખેદ થતો. ક્યારેક ક્ષત્રીય લોહી ઉકળી આવતું ત્યારે ગંગાબાઈ મહારતાં અને પતિને કહેતાં કે :

जामे जितनी बुद्धि है उतना कहत बनाय ।
वाका बुरा न मानिये ओर कहां चो जाय ॥

જેમાં જેટલી બુદ્ધિ હોય તેટલું અને તેવું તે બોલે, એનાથી ખેદ માનવો જોઈએ નહીં; તે બિચારાઓ પાસે આટલું જ છે અને તે જ આપે છે, વધુ સારું ક્યાં લેવા જાય ?

કહળુભા પત્નીના સાંત્વનથી શાંત થઈ માળા ફેરવવા લાગી જતા.

રાત્રે ભોજનના કાર્યથી પરવારી સહુ ભજનમાં બેસતાં. ગંગાબાઈ ક્ષત્રીય કન્યા અને વહુવારુ હોવા છતાં રામસાગર ખોળામાં લઈ ભજનો ગાતાં. ઈર્ષાળુ લોકો આ તક ઝડપી પેટ ભરીને નિંદા કરતાં ! ગંગાબાઈ તેમને કહેતાં : "દારૂની બાટલી હાથમાં લઈ ધણીને પાપી, ભ્રષ્ટ કરવા અને ભ્રષ્ટ થાવું, ગોલીઓને ભૂંડી ભાતની ગાળો દઈ ચાબખે પીટવી આમાં ક્ષત્રીવટ શરમાતી નથી અને ભગવાનનું નામ લેતાં શરમાય છે! આમાં તમારો અપરાધ નથી, ભગવાને સમજ આપી તેનો અપરાધ"

–આમ કહી ગાવા લાગતાં કે :

ઊભી રે બજારે હાથી હાલ્યો જાય રાણા !
શ્વાન ભસે એથી એનું શું જાય ?
મારું ચિત્તડું ચોરાયું, મારું મનડું હેરાયું રે,
કોડીલા વર કાન.........થી.........રે !

દ્વૈષી લોકો ગમે તે ગામમાં આવનારને કહળુભાને ત્યાં મોકલવા ચૂકતા નહીં. એક વખત કહળુભાનો દીકરો બિમાર પડ્યો સંતો એક પછી એક આવતા જ રહ્યા. દીકરાની સંભાળ રાખી શકાતી ન હતી. માંદગી વધવા લાગી. ભક્ત દંપતીને પુત્ર માટે દવા કરાવવાનો અવકાશ મળતો ન હતો. તેઓ પુત્રપ્રેમ કરતા સંતસેવામાં સર્વસ્વ હોમતાં પાછું વાળી જોતાં નહીં.

જમીન થોડી જ હતી. નાની આમદાનીમાંથી ખર્ચ કાઢવાનું રહેતું. સ્નેહીઓ ઘણી વાર ટકોર કરતા કે, 'ભગત ! આમ કરવાથી લાંબું ચાલશે નહીં. હાથ સંકોરી ચાલો, સમય બારીક છે...'

ભગત જવાબ આપતા કે, ભાઈ ઓ, દેવણીવાળો દે છે ત્યાં લગી આપશું, થઈ રહેશે ત્યારે 'નથી' કહેવામાં નાનમ નહીં માનીએ, નભે ત્યાં સુધી નિભાવીએ. અમને ભરોસો છે કે મારો ધણી ખાનાની પત રાખશે. અમે બન્ને જે દિવસે ગુરુશરણે થયાં ત્યારે જ નક્કી કરી લીધું હતું કે, આમાં આપણું કાંઈ જ નથી :

राज मिटे तो शेर भर राह चले तो शेर ।
तुलसी चिंता को करे नहि शेर में फेर ॥

તેમની અડગ વૃત્તિ જોઈ સલાહ આપનારા ઠંડાગાર થઈ જતાં.

પુત્રનો મંદવાડ વધવા લાગ્યો, દરમિયાન પચાસેક સંતોની જમાત પાદરે આવી. ગામલોકોએ ચડાવ્યા કે 'ભગત કહળુભા માગશો તે રસોઈ આપે તેવા છે.' સંતોએ કાળી રોટીની રસોઈ માગી. ભક્તે આપી. રસોઈ થવા લાગી. સંતોથી આંગણું ખીચોખીચ ભરાઈ ગયું. પુત્રની બિમારી છેલ્લા તબક્કે પહોંચી.

"ભંડારી! આનું શું કરીશું? હવે તો બાળક ઘડી બે ઘડી છે."

ગંગાબાઇ મા હતાં, યુવાન હતાં, એકનો એક દીકરો મરણપથારીએ હતો. આટલું છતાં ધીરેથી બોલ્યા: "આમાં ગભરાવા જેવું શું છે? સમય સમયનું કામ કરશે. આપણું કામ આપણે કરવાનું છે. જનારને રહેનાર રોકી શકતા નથી. જાઓ, ડેલીમાં બેસો, આવ્યા ગયાનો સત્કાર કરો, હું અહીંયાં છુ."

કહળુભા ડેલીએ ગયા. અહીંયા પુત્ર મરણ પામ્યો. રસોઈ ચાલતી હતી. સંતો જમવા માટે આતુરતા વધારતા હતા તે જ વખતે દીકરાનું પ્રાણપંખી ઊડી ગયું. ધીરમૂર્તિ ગંગાબાઈએ પુત્રના શરીર પર વસ્ત્ર ઓઢાડી ચહેરા પર સહજ પણ ગ્લાનિ લાવ્યા વિના કામકાજ કરવા લાગ્યાં.

રસોઈ તૈયાર થતાં શંખ, રણતુરી ઝાલરના નાદ સાથે સંતો જમવા આવ્યા. હરિહર બોલાયું. સંતો જમ્યા. સંત–પ્રસાદી કહળુભા તથા ગંગાબાઈને મળી તે આરોગી. ભેટપૂજા આગળ ધરી સંતોને વિદાય આપી.

"સતી! ભાઈને કેમ છે?" ભગતે ભંડારીને પૃછ્યું.

"આવો, પધારો જોઈ જાઓ!"

ભગત ઓરડામાં આવતા ઉપરનું વસ્ત્ર દૂર કરી પુત્રના મૃતદેહને બતાવ્યો. ધીરવાન છતાં કહળુભા એ જોતાં ધીરજ ગુમાવી બેઠા. આંખમાંથી આંસુ સરી પડ્યાં. ગંગાબાઈ પુત્રને સામે સુવડાવી મંદમંદ સ્વરે ભજન ગાવા લાગ્યાં:

મેરૂ રે ડગે જેનાં મનડાં ડગે નહીં,
મરણે ભાંગી રે પડે......બ્રહ્માન્ડ રે.
વિપત્તિ પડે તોય વણસે નહીં જરી
એ હરિજનનાં એંધાણ રે.........!

હર્ષ ને શોકની આવે નહીં હેડકી
આઠે પો'રે ઉરમાં આનંદ રે,
મારા તારાના ભેદ જેણે ભાંગીયા
કુરે જ્ઞાન-ભક્તિના સ્વચ્છંદ રે........

'આ શું કરો છો મારા નાથ? આપણો હોય તે જાય નહીં.' આમ કહી સંતોનાં ચરણુ ધોઈ ચરણામૃત લીધું હતું તે લાવી પુત્રના શરીર પર લગાડતાં વિશ્વાસુનાં વહાણ તરી ગયાં. પુત્રમાં પ્રાણ આવ્યા. કહળુભાના આનંદનો પાર ન રહ્યો. તેમને પૂરી ખાત્રી થઈ કે હરિનાં થનારના હરિ થાય છે. ચિંતા હરનાર પર મદાર બાંધનારની ચિંતા હરે છે.

પુત્રને નવજીવન પ્રાપ્ત થયા પછી કહળુભાના જીવમાં વધુ પ્રમાણમાં દૃઢતા આવી.

(૨)

સમઢિયાળાના ચોરા પર દરબારોનો ડાયરો જામ્યો હતો. બંધાણી ભાયડાઓ માથામેળ વિનાની આડેધડ વાતો હાંકતા હતા. વચ્ચે વચ્ચે વાર્તાઓનો રંગ ઊડતો. બાપુની ભૂંગળીઓ, હુક્કાઓ ભરવા માટે જીવન અર્પણ કરી બેઠેલો ભગલો હજામ ટાપસી પૂરી રહ્યો હતો. લાગ જોઈ રાવળદેવ ગોહેલોની વીર-ગાથાઓના ટુચકા મૂકતો, દુહા ગાતો એના રણકારે ચોરો જાગતો. અરસિક વાતાવરણમાં થોડીક રસિકતા જામતી.

પોતાના ખીસામાંથી આપવું પડશે આવી દિલચોરીથી રાવળદેવને વાર્તા લંબાવવાનું કોઈ કહેતું ન હતું. રોજની ટેવથી ટેવાયેલા ભગલા હજામને, બાવાજીને અને રાવળદેવને કશું નવું લાગતું ન હતું. આખું ય વિશ્વ અમારી વેઠ કરવા જીવે છે આમ બાપુઓની અચળ માન્યતા હતી. આજ સુધી આમાં કોઈએ ના કહી સુધારો કર્યો ન હતો. માત્ર ભાયાતના ઘરમાં જન્મવાને કારણે ગામ અમારું માનનાર નિષ્ક્રિય ડાયરો ક્યારેક ઝોકે પણ જતા.

"બાપુ! ચોકમા કોઈ નવતર ગાય મરેલી પડી છે એનુ શુ કરવુ છે?" ગોવાળે આવી ચોરે જાહેર કર્યું "મા'ગા ગોવીના! એમા આઈ શુ આવ્યો? ઢેઢાને કે' આવીને ઉપાડી જાય" એક દરબારે ઠટાળીને કહ્યુ

"એલા માવલા! ઈ કીની ગા છે?" બનેમ ગજીએ બગાસુ ખાતા કહ્યુ

"ખબર નથી બાપુ!" માવો બોલ્યો "બીજા ગામની લાગે છે"

પણ સાભળે કોણ? બનેમ ગજી હાકવા લાગ્યા "મા'ળા લોક ફાટી ગયા છે, ધૂમાડે ગીયા છે, ગાયુ નેય બાધતા નથી. શેરીમા ગાયુ મરી જાય ઈ ઓછી આપદા છે? ગગો આવ્યો દોડતો, જાણે દરબારના વાડે ગાય મરી ગઈ ન હોય! જોરૂભા જુવો તો ખરા, કોનુ ગાવડુ છે!"

ત્યા તો ડાયરો મતેજ થયો હરિમગજી હુક્કાની ફૂક લેતા બોલ્યા "માવલા, ઢેઢને કઈશ મા અમારે ઈના ધણીની ગોત કરવી છે ઈ ગોલકીનો જાણે છે શુ? ગામમા રહેવુ હોય તો ગાયુ ખીલે બાધવી પડશે માગ બેટાને દૂધ પીવુ ગમે ને મા મરી જાય ઈ દરબારુ ભોગવે, ઈ કોના ઘરનો ન્યા? ભઈ, સમઢીયાળામા આવુ નઈ હાલે!"

આ વખતે કહળુભા બેચાર નવા આવેલા મતો માથે ત્યાથી નીકળ્યા "એ કહળુભા આવો, આવો, ઉપર આવો બાપ!" આમ કહી ઉપર બોલાવ્યા

કહળુભા મદિર પર ગયા ભાગવત-મદિરના દ્વાર ખુલ્લા હતા ઠાકોરના ચરણમા પ્રણામ કરી ડાયરામા આવી બેઠા

દરબારોની બેદરકારી અને ધૂણીના ધુવાડાથી આખુ ય મદિર કાળુ થઈ ગયુ હતું ભગવાનના શરીર પર ફાટેલ વાઘા, તૂટેલો ઉપરણો અને સિંહાસન ઘીથી સાવ ચીકણુ બની ગયુ હતુ દરેક દરબાર પીઠ દઈને બેઠા હતા ભગવત્ વિગ્રહ જેવી

વસ્તુ તેમના ખ્યાલમાં હતી જ નહીં. એદી, વ્યસની, મિથ્યા બકવાદી, અફીણી વર્ગ હુક્કાને જ હરિ માનતો વારંવાર ખેંચી રહ્યો હતો.

"રામદાસજી મહારાજ !" કહણુભા બોલ્યા : "જગનાથની આ દશા ? ક્ષત્રીવંશ–શિરોમણિ રાજા રામની, ક્ષત્રીના ગામમાં આવી હીણુ પરિસ્થિતિ ? અવધની રાજરાણીની ઓઢણી જોતાં શરમ આવતી નથી ? શું મંદિરના નિર્માણકાળે આવી ભાવના સેવાઈ હશે ?"

મ્લાન મુખે રામદાસજી બોલ્યા : "ભગત ! આ ગામ-ધણીની ખવાસી કરતાં વખત મળે ત્યારે કાંઈ થાય ને ? અહીંયાં રામધણી કરતાં ગામધણીની મોટપ વધી રહી છે. બીજી વાત, મંદિરનાં દીવેલીયાં બાપુ ખાઈ જાય છે. માણા માવા ખેડૂતો પાસેથી ઉઘરાવી બાપુઓ ચોરા ખાતે જમે કરાવી ઉડાવી જાય છે. વાઘા–વસ્ત્રો આપવાની વાત જ નથી. તમે જ કહો, પૂજારીને ખાવાના વાધા હોય ત્યાં ઠાકરને થાળ શેના ધરવા ?"

દરબારો તરફ જોઈ ભગતે કહ્યું : "આપણામાંથી રાજપૂતી રિસાઈ ને ક્યારની યે ચાલી ગઈ છે. ભલા માનવીઓ ! ચોરાની આપ લોકોએ આ દશા કરી ? કહેવાનુ મન તો ઘણા દિવસ થયા હતું, આજે આપોઆપ તક મળી જતાં કહેવું પડે છે. આપણા પૂર્વજોએ વેલમાં પ્રથમ મોરલીધર મા'રાજને પધરાવ્યા પછી જ ખેરગઢ છોડ્યું હતું. ગોહેલ કુળ શાલીગ્રામની મૂર્તિ મોમાં રાખી સંગ્રામે સંચરતું, આવી વાતો સાંભળી છે ને ?"

"હા ભાઈ હા, તમારી વાતુ લાખ રૂપિયાની, તમે ભગત માણસ બોલો ઈમ પાલ્હરું. ભગત ? આ એક કોઈની ગા મરી ગઈ છે. બાપડું વાછરૂ ભાંભરડાં નાખતું હશે" જોરૂભાએ, ભગતને બોલાવ્યા હતા એ મૂળ વાત પર આવતા કહ્યું.

"જનમમરણુની વાટ સનાતન છે ભાઈ, કોઈથી થોડી જ અટકાવાય છે ?" ભગતે કહ્યું.

"અરે ! અમારા ગોહેલકુળના સૂરજ મા'રાજ ! તમારાથી આમ બોલાય ? તમે ભગતો લેખ પર મેખ મારો એવી તમારી કમાણી ગણાય; બાપ કહળુભા ! તમે તો ધરમ-અધરમ, પાપ–પુણ્યના પૂરા જાણુણહાર છો. આવું ઢીલું બોલાય ?" હરિસિંગ દાઢમાંથી બોલ્યા.

કહળુભા સમજી ગયા કે ડાયરો આજ કોઈક નવા રંગમાં બોલે છે

ત્યાં તો જોરુભા બોલ્યા : "અરે કહળુભા ! ગામમાં ગા મરેલ પડી હોય, તમારા જેવા ભગત જીવતી નહીં કરે તો કોણ કરશે ? બાપ ! અમે તો બધા ય અફીણ્યા એટલે લાચાર. ભઈ ગામમાં ગાય મરેલી પડી હોય અને કોઈથી ખવાય ? બધાં ય વતી તમારે કાંઈક કરવું પડશે."

કહળુભા જોરુજીના મેણાને માન આપી બોલ્યા : "સંતો ! ડાયરો ખરી વાત કરે છે. ઠાકોરજીની મરજી એવી જ હશે, હાલો માતાજી પાસે જઈએ ને વીનવીએ !"

"વાહ મારા કહળુ વાહ !" ખૂબ જ દાઢમાંથી બહાદુરસંગ બોલ્યાઃ "ગાયને તમારે જીવાડવી જ જોઈએ. ઘણા દી મૂંડિયાને માલપાણી ખવડાવ્યાં છે ઈ ધરમ ખરા ટાણે કામમાં આવે નહીં તો શું કામના ! કાં તો ગાય જીવાડો અને કાં તો ખભે ઉપાડી તમે અને તમારા સંતો બહાર નાખી આવો. દશ વરસ થયાં ગામને સુખે સુવા દેતા નથી. રાત પડી કે દન ઊગ્યો લાગ્યા છે રાડયુ દેવા ! અમારે ઢેઢડાને બોલાવવા નથી."

સંતોનું હૈયું આ અપમાનથી વલોવાઈ ગયું. સહુ ઊઠી ગાય પાસે આવ્યા અને ત્યાં જ બેસી ગયા. ભગતે ગંગાબાઈને સમાચાર કહાવ્યા કે, "ગોવિંદો ગાય જીવાડે તો જ ઘેર અવાશે, નહિતર છેલ્લા મળ્યાના જુહાર. મારો રામસાગર મોકલાવજે"

ગંગાબાઈએ રામસાગર સાથે સમાચાર મોકલ્યા કે, "ભગત ! ભીરુ થાશો નહીં ! બળતી અગનમાં મીંદડીનાં બાળ

જીવાડનારો ગાયને જીવાડશે. પાંચ વરસના ધ્રુવને માટે દોડી આવનારો આવશે. ખાનાની પત રાખશે. જો આપણી ભક્તિ અનન્ય હશે તો નારાયણ કામ કરશે, ધણીના ધામે ધા પહોંચાડવી જોઈએ."

"સમાચાર સાંભળી કહળુભામાં નવું ચેતન પ્રગટયું. હરિના વિશ્વાસે ગાય સામે રામસાગર લઈ બેસી ગયા. ડાયરો મીઠી મશ્કરી કરવામા મઝા માણવા લાગ્યો.

ભજનનો આરંભ થયો. ગામલોકો જોવા મળ્યા. ગંગાબાઈ પણ આવ્યા. સહુ સાથે દૂર ઊભાં રહ્યાં અને જોવા લાગ્યાં કે ધણી કેટલીક વાર કસોટી કરે છે!

રામસાગરના તાર સાથે હૈયાના તાર ઝણઝણવા લાગ્યા. ચાર ભજનો થતા ગાયમા ચેતના આવી, બેઠી થઈ કાન ફફડાવી સહુની અજાયબી વચ્ચે દરવાજા તરફ ચાલી ગઈ. લોકો કહળુભાના ચરણમા નમી પડયાં.

ગંગાબાઈ આવી ભગતની ચરણરજ લઈ બોલ્યાં: ' ભગત! વા'લે લાજ રાખી, પધારો ઘેર."

"દેવી! હવે મારાથી ઘેર અવાય નહીં. આ કાંઈ નાટકની રમત માંડી બેઠો ન હતો. ધણીએ એક વાર કામ કર્યું, વારે વારે કરશે નહીં. આ વાતુ વાયે ચડી દેશમાં ફેલાશે. અનેક દુઃખયારા દુઃખ ભાગવા વિનવતાં આવશે. આ બધી ભાંજગડમાં પડવું નથી. કહળુ આજે જ સમાતમાં બેસી જશે."

દરબારો ગાય જીવી તે ફાટી આંખે જોઈ રહ્યા. સાથે કહળુભાના સમાતમાં બેસવાના સંકલ્પે શરમિંદા બન્યા. સહુ આવી ચરણમા નમી વિનવવા લાગ્યા: ' ભગત! અમારા ગુન્હાની માફી આપો!"

કહળુભાએ સહુને શાંત પાડયા અને છેલ્લી વિદાયની રજા માંગી. પોતાના વિચારમાં દૃઢ રહ્યા.

સમાત ખોદાઈને તૈયાર થઈ.

"ભગત જરા વાર થોભજો, ચૂંદડી ઓઢી આવું છું ! બન્ને સાથે જ ધણીના દરબારમાં જઈશું."

"ભલે સતી ! ધરતી માતાના ખોળા સાંકડા નથી. તમારા બેસવામાં મને જરાયે વાંધો નથી, પણ આપણા દીકરાનું સગપણ માલાભાઈ ઓમાં થયુ છે. વિવાહ કરી પાનબાઈ બહુ નગુરાં છે તેને તમારા વિના કોઇ તૈયાર કરી શકે તેમ નથી. તેને પરમોઢી પછી આવજો. કહળુભા ભગતના ઘરમાં થાંભલી વાંકી રહી જાય તો સમાતમાં બેઠાં મોં નીચું નમી જાય. રામભાઇ ભડ છે, તેની ચિંતા નથી."

આમ કહી ભગત સમાતમાં બેઠા. જયધ્વનિ વડે ગામ ગાજવા લાગ્યું. સંતોએ પ્રથમ માટી આપી પછી ભાઇલાઓએ ભાવભરી રીતે મુઠ્ઠી માટી આપી–ગંગાબાઈ સ્વામીની આજ્ઞા માની ઘેર રહી ગયાં.

સમાત પર સંપૂર્ણ માટી નાખી પૂરી દેવામાં આવી.

ભગતના સમાધિમાં બેઠા પછી વરસ દિવસે રામભાઇના વિવાહ કરવામાં આવ્યા. પાનબાઇ વહુ ખરેખર ડાહ્યાં આવ્યાં. તેને નવાં નવાં ભજનો બનાવી ગંગાબાઇ સાસુ ગાઈ ગાઈ સમજાવવા લાગ્યાં. પૂરાં એકસો ને પચ્ચીસ ભજને પાનબાઇનો આત્મા ચેતી ગયો. પાનબાઇ જ્ઞાની થયાં. સાસુજીના શબ્દનો સાર સમજી નિજીયા ધર્મને વર્યાં. કહળુભા–ગંગા સતીના ધર્મનો પ્રવાહ વહેતો રહ્યો.

વહુજી પાનબાઇ તૈયાર થયાં પછી ગંગા સતી પોતાના પતિની પાસે સમાધિ ખોદાવી બેસી ગયાં.

આજે સમઢીયાળા ગામે પતિ–પત્નીની સમાધિઓ છે.

ગંગાબાઈ સતીનાં ભજનો ભજનિકોમાં આજે પણ પૂરા આદરથી ગવાય છે. ગંગાબાઈનાં ભજનો લોયણનાં ભજનો કરતાં વધુ ચોટદાર છે.

ગંગાબાઈની પુત્રી આજથી પાંચેક વર્ષ પહેલાં હયાત હતાં.